— ગુર્જર લેખમાળાનું પ્રથમ પુષ્પ.



॥ ૐ શ્રી ॥

# સદ્ગુણી—

# સુન્દર.



લખી પ્રગટ કર્તા


રણછોડલાલ કેશવલાલ પરીખ

કડી ( ઉત્તર ગુજરાત )





સંવત ૧૯૬૩.






કીંમત છ આના. કલદાર.



॥ ॐ શ્રી ॥

# સદ્‌ગુણી—

# સુન્દર.

લખી પ્રગટ કર્તા

રણછોડલાલ કેશવલાલ પરીખ
કડી ( ઉત્તર ગુજરાત )

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૩ સને ૧૯૦૫

"ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ-અમદાવાદ.

કીંમત છ આના કલદાર.

શ્રી.

# અર્પણ પત્રિકા.

મહેરબાન,

## રા. રા. ત્રીકમલાલ લલ્લુભાઇ વકીલ

શુભસ્થળ—વિજાપુર.

આપ જાહેર બાબતોમાં આગેવાની ભર્યો ભાગ લ્યો છો, અને જન ઉપયોગી બાબતોમાં લક્ષ આપો છો, વળી વકીલાતના ધંધામાં મેળવેલી બાહોશી, વિજાપુર મહાલમાં આપનું નામાંકિતપણું, પ્રસરેલી સદ્કીર્તિ-ઇત્યાદિ અનેક ગુણોથી લોભાઇ, મારા પ્રત્યે આપની પવિત્ર લાગણીના પ્રેમની નિશાની તરીકે આ લઘુગ્રંથ આપને આપની આજ્ઞાથી પ્રેમાર્પણ કરૂં છું તે સ્વીકારી આભારી કરશોજી.

લી. હું છું આપશ્રીનો નમ્રસેવક

આર્ય પુત્ર

રણછોડ કેશવલાલ પરીખ.

# પ્રસ્તાવના.

આજકાલ નોવેલોનો પ્રચાર હિન્દુસ્થાનમાં ઘણો વધ્યો છે; તેમાં આ એક નવીન પુસ્તકનો ઉમેરો થાય છે, જાણી વાંચકો હર્ષીત થશે.

હરેક પુસ્તકમાં લેખકો પોતાના જ્ઞાનનો સમાવેશ કરી કંઇને કંઇ જ્ઞાન આપતા રહે છે. તો આ પુસ્તકમાં શું છે? તે પ્રિય વાંચકોને વાંચવાથી ખબર પડશેજ !

વાચક ! આ એક કલ્પીત નવલકથા છે, પણ તેમાંથી હંસની માફક સારરૂપ દૂધ ગ્રહણ કરી અસારરૂપ પાણી જૂદું પાડી દેશો તો લેખ લખવાની થયેલી મહેનત ફળીભુત થઇ સમજીશ.

પુસ્તક રચવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે, અને હજુ હું વીસ વરસની વયમાં ઉભો છું; મારી ઉમ્મરના પ્રમાણમાં લખાણ ઉપર દૃષ્ટી કરી ભુલચુકની માફી આપી કરેલા સાહસમાં વિદ્યોત્તેજક વીર રત્નો મને સહાયભુત થઈ આ લઘુ ગ્રંથનો બહોળો ફેલાવો કરવા યત્ન કરશેજ !

આ બુક બનાવવામાં "શ્રી કડી બાળ સત્ય વર્ધક સભા" ના સેક્રેટરી મી. નંદલાલ દલસુભાઈ શાહ અને માસ્તર કાસમભાઇ સુલેમાન એઓએ મને જે ઉમદા મદદ બક્ષી છે. તેને માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું.

બુક બનાવતાં મુજને, મદદ કીધી અપાર;  
નંદ અને કાસમ તણો, માનુંછું આભાર.

મુકામ કડી.  
જન્માષ્ટમી  
વિક્રમ સંવત ૧૯૬૩.

} રણછોડ કેશવલાલ પરીખ.

# સદ્ગુણી સુન્દર

## પ્રકરણ ૧ લું.

### પ્રથમ પીછાન.

**લક્ષ્મીદાશનું** મનતો, થયું અતિ ઉદાશ;
**ગુણવંત** મિત્ર આવીયો, મન કીધું ઉલ્લાસ,



સાયંકાળનો સમય છે, અરૂણ દેવતા પોતાની મુસાફરી પુરી કરી વિશ્રાંતિ લેવાની તૈયારી કરે છે, તે સમયે નગરની નજીકની ઘાડીઘટામાં એક તરૂણ પુરૂષ આમથી તેમ ફર્યા કરે છે; તેની મુખ ચર્ચા ઉપરથી જણાય છે કે, તે સાયંકાળની ખુલ્લી હવા લેવાને નીકળી પડયો છે; તેની ઉમર અનુમાનથી બાવીસ વરસની જણાય છે તે તરૂણ પુરૂષ રાત્રીનો સમય જેમ પાસે આવવા લાગ્યો તેમ તે પોતાના મનને વિચાર તરંગોમાં દોડાવતો ઘેર આવ્યો; પ્રિય વાંચક; આ યુવકનું નામ **લક્ષ્મીદાશ** હતું. તેના માત પિતાને તેના સિવાય એકે સંતાન નહોતું.

તરૂણ લક્ષ્મીદાશનાં હજુ લગ્ન કરવામાં આવ્યાં નથી તે ગઈ સાલેજ બી. એ. ની પરીક્ષા પસાર કરી કોલેજમાંથી ઉઠી ગયો છે; તેની ઇચ્છા આગળ ભણવાની હતી, પણ નાણાની છુટ નહિ હોવાથી લાચારીથી અભ્યાસ છોડી દીધો હતો. તેનાં માત પિતા પોતાના એકના એક વહાલા પુત્રનાં લગ્ન માટે કોઇ લાયક કન્યાની શોધ કરે છે; પણ કોઈ ભણેલી ચતુર કન્યાનો પત્તો લાગતો નથી. આથી હમેશાં તેઓ ઉદાશ રહે છે—

તરૂણ લક્ષ્મીદાશ સાંજના ખુલ્લી હવામાં ફરી ઘેર આવ્યો; તે પોતાનાં માત પીતાને ઉદાશ જોઇ પતાને પૂછ્યું. “ પિતાજી ! આટલી અવસ્થામાં તમને તથા મ્હારાં પ્રિય માતુશ્રીને ઉદાશ જોઇ મ્હને ઘણુંજ દુઃખ થાય છે માટે તમારા દુઃખનું કારણ મ્હને જણાવો. જ્યાં સુધી મ્હારા ખોળીઆમાં પ્રાણ છે. ત્યાં સુધી તમારૂં દુઃખ ભાગવાને પાછી પાની નહિ કરૂં. ” લક્ષ્મીદાશના પિતા બોલ્યા; “ ભાઇ ! અમને કોઇ પણ પ્રકારનું દુઃખ નથી. અને જે દુઃખ છે; તે ભાગવામાં તારી સહાયતાની જરૂર નથી. પણ દુઃખ માત્ર એટલુંજ કે; અમારી જે જે ફરજો તારા પ્રત્યે છે; તે અમે બજાવી શક્યાં નથી. ”

તરૂણ લક્ષ્મીદાશે આગળ જણાવ્યું કે, “ પિતાશ્રી તમારા તથા મ્હારી માતુશ્રીના દુઃખનું કારણ સમજ્યોછું અને તે બાબત તમારે કાંઇ પણ ચિન્તા કરવાની અગત્ય નથી. મ્હારા ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. ” એટલું બોલી લક્ષ્મીદાશ પોતાના દીવાનખાનામાં ગયો. ત્યાં તેનો મિત્ર ગુણવંતલાલ મળવા માટે આવ્યો હતો. બંને મિત્ર અન્દરપરસ મળ્યા. અને ખુશીના સમાચાર પૂછ્યા.

લક્ષ્મીદાશે પોતાનાં માતપિતાનું દુઃખ ગુણવંતલાલની પાસે જાહેર કર્યું. અને તેથી પોતાના મિત્રના માતપીતાના દુઃખના કારણે ગુણવંતને પણ ઘણું લાગી આવ્યું અને પોતાના મિત્રને કહ્યું, " લક્ષ્મીદાશ, તમારાં માતપિતાની તમારે બીલકુલ કાળજી કરવી નહિ. હું અત્યારેજ તેમની પાસે જાઉંછું અને તેમને હૃદયે દુઃખ નહિ લાવવા માટે દીલાસો આપુંછું. લક્ષ્મીદાશનું મન સંપાદન કરી ગુણવંતલાલ તેના પિતા પાસે આવ્યો અને કહ્યુ, " પિતાશ્રી ! લક્ષ્મીદાશના લગ્ન માટે તમારે બીલકુલ કાળજી કરવી નહિં. જ્યાં સુધી આ ગુણવંતના ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી તમારે તેની કશી ચિન્તા કરવી નહિ. આંજથીજ હું તે બાબત તપાસ કરીશ. અને જ્યાં સુધી લક્ષ્મીદાશનાં લગ્ન થશે નહિ ત્યાં સુધી મ્હને પણ નીરાંતે ઉંઘ આવવાની નથી. માટે હવેથી તમારે તે બાબતની ઉદાશીનતા ક્હાડી નાંખવી અને બે ફીકર રહેવું. "

લક્ષ્મીદાશના પિતાનું નામ ઇશ્વરદાશ અને માતાનું નામ ધનકુંવર હતું.

ઇશ્વરદાશે કહ્યું; " ગુણવંતલાલ; લક્ષ્મીદાશની સઘળી ફીકર હવેથી ત્હનેજ છે. જો કે તેને માટે ઘણી કન્યાઓ આવતી હતી પણ તેમાંની એકે લક્ષ્મીદાશની નજરમાં નહિ આવવાથી, તેનું લગ્ન અદ્યાપિ સુધી કર્યું નથી, જે માત પિતાઓ પુત્ર કે પુત્રીના ભવિષ્યનું સુખ વિચાર્યા વિના અને તેમની સંમત્તિ વિના, ખોટો લ્હાવો લેવા અને અલ્પ સુખને માટે આખી જીંદગી ખરાબ કરી બાળપણમાં પરણાવી દે છે. એથી તે દંપત્તિને મોટાં થયે જ્યારે એકમેકને બનતું નથી. તેથી હમેશાં કલેશ થાય છે;

ત્યારે વૃદ્ધ માબાપોને ઘણો પસ્તાવો થાય છે પણ આગળથી વિચારતાં નથી. માટે જે માબાપો પોતાનાં છોકરાંના ભવિષ્યના સુખનો વિચાર કર્યા શિવાય બાળપણમાં પરણાવી કજોડાં વહોરી અલ્પ સુખમાં આનંદ માની પાછળથી પસ્તાવો કરે તેને માટે મ્હને ઘણોજ ધિક્કાર છે. ” ગુણવંતલાલે કહ્યું; “ કાકાશ્રી ! તમારૂં કહેવું સત્ય છે. આધુનિક સમયમાં ઘણાં લોકો અલ્પ સુખમાં આનંદ માની પોતાનાં છોકરાંના ભવિષ્યનું સુખ બગાડે છે. તેવા માણસને માટે મ્હને પણ ઘણોજ તિરસ્કાર છે; કાકા, હવે વખત ઘણો થયો છે માટે જવાની રજા માગું છું. ”

“ ભાઇ, સુખેથી જા, પણ હમેશાં આવી, અમારા દુઃખી જીવને શાંત કરતો રહીશ; તો અમારા મનને આનંદ થશે.” ઇશ્વરદાશ અને ધનકુંવરે રજા આપતાં કહ્યું—

ગુણવંતલાલે કહ્યું, “ દુઃખ લાવવાનું કારણ નથી પ્રભુ સર્વે સારાં વાનાં કરશે હું પણ દરરોજ આવતો રહીશ. જરા પણ ચિંતા કરશો નહિ ”

ગુણવંતલાલ ગયો.



# પ્રકરણ ૨ જું.

## લગ્ન વિચાર.

હૃદય ગુણવંતલાલનું, ઉદાસ અતિશય થાય;
તારા મન સંકેતથી, સુંદર પાસે જાય.



ત્રીનો સમય વિતી જઇ પ્રભાત થયું છે, ગુણવંતલાલ પોતાને ઘેર નાહી ધોઇ, દેવ પુજા કરી, કંઇક વિચાર કરતો ઉદાશીન ચહેરે એક કોચ ઉપર બેઠોછે; થોડીવારે તેની સ્ત્રી તારાલક્ષ્મી ચાહના બે પ્યાલા લઇ આવી; એક પતિ આગળ મૂકયો ને બીજો પોતે લઇ એક ખુરશી પડી હતી તેપર બેઠી. ગુણવંત ઉંડા વિચારમાં ગુંથાયલો હોવાથી, તારાલક્ષ્મીએ ચાહનો પ્યાલો આગળ મૂકયો તેની પણ તેને ખબર ન પડી, "સ્વામીનાથ, શા વિચારમાં ગુંથાયા છો ? આ ચાહ પીઓ." તારાએ ગુણવંતનું લક્ષ ચાહ તરફ ખેંચતાં કહ્યું "કંઇ નહિ; પ્રિયા એ તો અમસ્તો—" ગુણવંતે જવાબ દીધો.

"પ્રાણનાથ ! કંઈ નહિ કેમ ? ગઈ રાતના આપ લક્ષ્મીદાસભાઇને ત્યાંથી આવ્યા છો ત્યારના હું તમને ઉદાશ દેખુંછું મ્હને કહેવા યોગ્ય હોય તો કહેશો કે એવું તે શું ઉદાશ થવાનું કારણ બનેલું છે" તારાએ કહ્યું.

"પ્રિયા, ત્હને કહેવામાં મ્હને શી અડચણ છે ? એવી કઇ વાત છે કે; ત્હને કહેવા યોગ્ય નહોય. કેટલીક

વાત એવી હોય છે કે તે માત પીતા આગળ ન કહી શકાય; કેટલીક એવી હોય છે કે; જે સગાં આગળ ન કહી શકાય; પણ એવી કઇ વાત છે કે જે તારા જેવી સદ્દગુણી પત્નિથી છાની રાખું ? લક્ષ્મીદાસનાં માત પિતા છેક વૃદ્ધાવસ્થાને પહોંચ્યાં છે. હજુ સુધી લક્ષ્મીદાસનાં લગ્ન માટે કોઈ ચતુર કન્યા મળી શકતી નથી. અને તે કારણને લીધે તેનાં માત પિતા હમેશાં ઉદાશ રહે છે. હું ગઇ સાંજે તેમના ત્યાં ગયો. તે વખતે તેઓ મ્હારા આગળ ઘણાં દીલગીર થઈ ગયાં; મ્હને ઘણું લાગી આવ્યું કે મ્હારા જેવો મિત્ર હાલ કામ ન આવે તો બીજું કોણ આવે ? એવું સમજી મ્હેં તે કામ માથે ઉપાડી લીધું છે. મારી નજરમાંય લક્ષ્મીદાશના લાયક કોઈ પણ કન્યા આવતી નથી અને તેથી મ્હને શોક થયાં કરે છે ” ગુણવંતે કહ્યું.

“ સ્વામીનાથ ! ઉદાશ થવાનું કાંઇ કારણ નથી. મ્હારા પીયરની પાસે આપણીજ જ્ઞાતિની એક યુવાન સુન્દરમતિ નામની કન્યા છે. તે ઘણીજ ચતુર અને ભણેલી છે, અને તેનો બાપ કોઈ ચતુર પુરૂષની શોધ કરેછે. પણ તેવો પુરૂષ તેમની નજરે પડતો નથી, સુંદરમતિ મ્હારી બ્હેનપણી છે. માટે આજેજ હું તેની પાસે જઇ, તેને લક્ષ્મીદાસની હકીકતથી વાકેફ કરીશ અને જરૂર લક્ષ્મીદાસના ગુણથી સુંદરમતિ પણ તેમની સાથે લગ્ન કરવાને ઘણીજ ખુશી થશે અને તેનો બાપ પણ ખુશી થશે. કારણ કે, સુંદરમતિ આપણી જ્ઞાતિના રીવાજ મુજબ ઉમર લાયક થઈ છે. તેનો બાપ ઘણો ચતુર હોવાથીજ સુંદરને આવડી મ્હોટી કરી છે; નહિતો જો તે પોતાની જ્ઞાતિના

કહ્યા પ્રમાણે ચાલ્યો હોત, તો ક્યારનું એ લાકડે માંકડું વળગાડી દીધું હોત; પણ તેનો બાપ બાળ લગ્નને ધિક્કારે છે; બાળ લગ્નથી કેવાં કેવાં માઠાં પરીણામો નીપજે છે તે તેઓ જાણતા હોવાથી પરણાવી નથી. આથી હમેશાં ઘરમાં તેની સ્ત્રીના નામનો કંકાશતો ચાલુજ હોય છે " તારા બોલી.

" શું ? ! તું કહે છે તે વાત સત્યજ છે ? ! તો તો લક્ષ્મીદાસનું ભાગ્ય ફળ્યું અને જો તારા કહેવા પ્રમાણે ચતુર અને ભણેલી હોય તો કંઇપણ બાકીજ ન રહ્યું " ગુણવંતલાલે કહ્યું.

આવી રીતે દંપત્તિ હર્ષની વાતોથી ખુશી થાય છે; એવામાં બારણેથી કોઇએ હાંક મારી " ગુણવંતલાલ છે કે ? " ગુણવંતલાલે દીવાનખાનાની બારી આગળ આવી જવાબ આપ્યો " કોણ ? લક્ષ્મીદાસ, આવો. " લક્ષ્મીદાસ ઉપર ગયો. બંને મિત્રો મળ્યા, હાસ્યવિનોદની વાતો કરી. તારાએ જે વાત ગુણવંતલાલને કહી હતી. તે વાત ગુણવંતે લક્ષ્મીદાસને કહી લક્ષ્મીદાસ ઘણો ખુશી થયો, અને કહ્યું " ભાઈ ! ગુણવંત, તારા ગુણનાં હું કેટલાં વખાણ કરૂં ખરેખર તારા નામ પ્રમાણેજ તારામાં ગુણ છે. મિત્ર! ત્હેં આ ગરીબ મિત્રને દુ:ખ દરીઆમાંથી ડુબતો તાર્યો છે. હું તેનો બદલો શું વાળી શકીશ ? તારા મારા ઉપર એટલા બધા ઉપકારો થયા છે કે, તેના બદલામાં હું મ્હારા શરીરની ચામડીના જોડા કરી પહેરાવું અથવા તારા પગ મારી આંખો ઉપર રાખી ફરૂં તો પણ પુરો બદલો ન વળી શકે. કાલેજ તું મારી પાસે આવ્યો ત્યારે તને આ વાત કહી હતી એટલા વખતમાં ત્હેં શોધ કરી. વા-

હ ! ગુણવંત; ત્હારા ગુણની તો બલીહારી ! ત્યારે એ ગુણનો બદલો ક્યારે વાળીશ ? ” ગુણવંતે કહ્યું. “ભાઇ લક્ષ્મીદાસ ! તું મ્હને એટલી બધી સાબાશી ન આપ, મ્હેં મ્હારી મિત્ર તરીકેની ફરજ કરતાં કશું પણ અધીક કર્યું નથી. જે માણસ પોતાના મિત્રના દુઃખમાં ભાગી થતો નથી. અને પોતાની મિત્ર પ્રત્યેની ફરજ બજાવી શ-કતો નથી, અને પોતાનો સ્વાર્થ સાધવામાં હમેશાં મશગુલ રહે છે; તેવા સ્વાર્થીઆ મિત્ર માટે મ્હને ઘણોજ ધિક્કાર ઉત્પન્ન થાય છે. ” લક્ષ્મીદાસે કહ્યું કે “ ગુણવંત, ત્હારૂં કહેવું સત્ય છે પણ અર્વાચીન કાળમાં ત્હારા જેવા મિત્ર ભાગ્યેજ હશે કે પોતાને ગમે એટલુ દુઃખ પડવા છતાં પણ મિત્ર સુખમાં હમેશાં તત્પર રહે. ”

ગુણવંતલાલે કહ્યું કે; “ જે માણસ પોતાના મિત્ર-ના દુઃખમાં ભાગ કરતો નથી. તે મિત્ર શા કામનો ! પોતાને ઘણી વિપત્તિ પડવા છતાં પણ હમેશાં મિત્ર સુખ માટે તત્પર રહેવું જોઇએ, નહિ તો આ દુનિઆમાં પોતા ના મિત્ર પ્રત્યેની ફરજ બજાવવામાં ખામી પડે છે. ” લ-ક્ષ્મીદાશે કહ્યું “ત્હારૂં કહેવું યથાર્થ છે. પણ આ વખતમાં તારા જેવા સદ્દગુણી મિત્રો ભાગ્યેજ મલશે. તારા જેવો મિત્ર મલ્યો તેથી હું મ્હારૂં અહોભાગ્ય સમજુછું ”

આવી રીતે બંને મિત્રો હર્ષની વાતો કરે છે એટ-લામા ચાકરે આવી કહ્યું કે “ રસોઇ તૈયાર છે. ” ગુણ-વંત કહે “ લક્ષ્મીદાસ ચાલો ” લક્ષ્મીદાશે કહ્યું “ જ-મીલો, હવે રજા માગુછું કારણ કે માતુશ્રી રાહ જોતાં હશે. ” ગુણવંતે કહ્યું, “ હું ચાકરને તમારા ત્યાં મોકલું છું. એમ કહી બંને મિત્ર જમવા બેઠા. લક્ષ્મીદાશના ઘેર

ચાકર સાથે કહાવ્યું કે, લક્ષ્મીદાશની વાટ જોશો નહિ તેઓ ગુણવંતલાલના ઘેર જમ્યા છે. ગુણવંતલાલનો ચાકર લક્ષ્મીદાશના ત્યાં ગયો અને તેના માત પિતાને ગુણવંતલાલે કહેલી હકીકત નીવેદન કરી. જો કે તેઓ વાટ જોઇનેજ બેઠાં હતાં; પણ આ હકીકત સાંભળી તેઓ જમવા ઉઠયાં. અને ચાકર પણ ગુણવંતલાલને ત્યાં આવ્યો. બંને મિત્રો જમી ઉઠયા અને પાન સોપારી લઈ હાસ્યવિનોદની વાતો કરતા બેઠા.

ગુણવંતલાલને ત્યાં રસોઈ તેની સ્ત્રીજ કરે છે; જો કે રસોઇઓ રાખે તેટલી તેમની સત્તા છે. પણ તેમની સ્ત્રી તેમ નહિ કરવા દેતાં તે જાતેજ કરે છે, ઘેર ગમે તેટલા ચાકરો છતાં બને તેટલી પતિ સેવા જાતેજ કરવી આ તેની સ્ત્રી તારાલક્ષ્મીનો મુખ્ય હેતુ છે. તે ઘણું ખરૂં કામ જાતેજ કરતી, અને નવરાશનાં વખતે નીતિના ગ્રંથ વાંચી પોતાનો અમુલ્ય વખત ગાળતી હતી " ગુણવંત; વખત ઘણો થયો છે. માટે જવાની રજા માગુછું " લક્ષ્મીદાશે કહ્યું.

" પધારજો. " ગુણવંતે કહ્યુ. " વારૂ કહી લક્ષ્મીદાશ ગયો, અને ગુણવંત પણ તારાને સુન્દરમતિને ત્યાં જવાનું કહી કામસર બજારમાં ગયો. રસ્તામાં બંને મિત્રો છુટા પડ્યા. તારાલક્ષ્મી પણ ઘર કામ જલદી આટપી સુન્દરમતિને ત્યાં જવા નીકળી.

# પ્રકરણ ૩ જું.



## દુઃખી ઘરનો દુઃખી સંસાર.



થાય ઘણો સંતાપતો, હીનુભાઇને મન;
પુત્રી તો લાયક થઈ, કરવાને લગન.



"પ્રભાત થયું છે; હીનુભાઇ શેઠ કામથી પરવારી કપડાં પહેરી દુકાને જવાની તૈયારી કરે છે, એટલામાં પ્રેમકોર શેઠાણી બોલી ઉઠયાં, સવાર થયું કે કપડાં પહેરીને દુકાને જવાનું સુઝે છે; પણ આ છોડી આવડી મોટી થઇ છે તેનું કાંઇ ભાન છે? શાનું ભાન હોય! લોક અમને તો ચુંટી ખાય છે અને તમારા મનને તો કાંઇ નથી. છોડીને ચૌદ વરસ થવા આવ્યાં પણ હજી સુધી આંખ ઉઘડતી નથી; આપણી નાતમાં કોઇપણ આટલી મોટી કન્યા કરતું નથી. અને આટલી મોટી થઈ છતાં હજુ તે બાબતનું ધ્યાનજ કયાં છે? સવાર થયું ને દુકાને જવાનું સમજ્યા છે, પણ સંસાર વહેવારનું તો કશુંએ ભાન નથી; હવે તમે શું ધાર્યું છે, એ કહી દોને?" પ્રેમકોર શેઠાણીએ ગુસ્સામાં કહ્યું.

"તું કહે છે તે ખરૂં છે; સુન્દર ઉમરલાયક થઇ છે, તે જાણું છું. હું પિતા છતાં મને કેમ તેનું ભાન નહોય? પણ તેને લાયક કોઈ ચતુર મુહુર્તીઓ મળે ત્યારે લગ્ન કરીએ ને, આપણે કાંઇ પૈસાદાર જોઇતો નથી, પણ મુહુર્તીઓ

વિદ્વાન હોય તો તેની સાથે લગ્ન કરવાને કંઇ હરકત નથી. પણ તેવું કાંઇ ઠેકાણું મારી નજરમાં આવતું નથી માટે લગ્ન કર્યું નથી." દીનુભાઇએ શાંત વદને ઉત્તર આપ્યો.

" તમારી નજરમાં આવે તેમ કરો. કોઇ દહાડો મ્હારૂં કહેવું સાંભળ્યું છે, તે આજે સાંભળવાના છો ? લોક વાતો કરે તે ઓછી તમારે સાંભળવી છે ? લોકના થોકનાં મ્હેણાં અમારે સાંભળવાં પડે છે. તમારે છે કાંઇ ? " પ્રેમકોર શેઠાણી રીસમાં બોલ્યાં.

"અમને કેમ કંઇ લાગણી થતી નહિ હોય? શું તે મારી દીકરી નથી ? પણ ઘડીક ઘરમાં બેઠા હોઇએ કે તારા નામનો કંકાશતો ખરોજ. કાલેજ મ્હારા સાંભળવામાં આવ્યું છે કે આપણી નાતમાં કોઈ હોંશીયાર છોકરે ગઇ સાલેજ બી. એ. ની પરીક્ષા પસાર કરી છે, પણ તે કોનો છોકરો છે તેની હું તપાસ કરીશ" દીનુભાઇએ ધીરજ આપતાં કહ્યું.

" હવે હું તો કંઇ કહેવાની નથી; તમારે પાલવે તેમ કરો અમે જરા બોલીએ કે, કંકાસીઆં કહેવાઇએ; અમારે શું ? તમારી નજરમાં આવે તેમ કરો. " એમ કહી પાછું બબડવાનું શરૂ કર્યું અને શેઠ દુકાને ગયા.

દીનુભાઇ શેઠ કોણ? તેની પ્રિય વાંચકોને અમારે ઓળખાણ કરાવવીજ જોઇએ. દીનુભાઇ શેઠ સુન્દરમતિના બાપ અને આપણી વાર્તાના નાયક લક્ષ્મીદાસના ભવિષ્યના સસરા.

માત પિતાનો સંવાદ સુન્દરમતિ પોતાના ખાનગી દીવાનખાનામાં બેઠી બેઠી સાંભલતી હતી; તે પોતાના માટે માત પિતાને દરરોજ કંકાશ થાય છે. એમ જાણી દીલગીર થઇ અને આંસુ પાડતી બેઠી, શેઠ દુકાને ગયા પછી

આંખો લોહી, કીસ્મતનો વાંક કાઢી કબાટમાંથી નવીજ આવેલી એક નવલકથા લઇ વાંચવા બેઠી. થોડીવાર નહિ થઇ હશે એટલામાં તારાલક્ષ્મી મળવા આવી. " સુન્દર મતિ છે કે ? " બહારથીં અવાજ આવ્યો; સુન્દર બુક મુકી દઇ બારીએથી જુએ છે તો તારાને દીઠી. તરત નીચે દોડી ગઇ; અને તારાને બોલાવી દીવાનખાનું બંધ કરી બંને વાતો કરવા બેઠી,

" બહેન તારા ! તારાં દર્શન તો ઘણા દહાડે થયાં. પહેલાં તો તું મારી પાસે હમેશાં આવતી પણ લગ્ન થયા પછી સંભારતીએ નથી. હોય બેન શા માટે સંભાળે. તું તો હવે પતિવાળી થઇ ગઇ ભલે બહેન પ્રભુ તારૂ સુખ કાયમ રાખે " એમ કહી સુન્દરે એક નિસાસો નાંખ્યો.

" શાન્ત થા, બ્હેન નિસાસો ન નાંખ. ઇશ્વર તારે પણ તેવો વખત લાવશે પ્રભુ સર્વનો બેલી છે; બ્હેન હું તો તને મળવા આવવા ઘણીજ આતુર છું પણ ઘર કામથી નિવૃતિ પામું અને પતીની આજ્ઞા મલે ત્યારે આવુંને? તારાલક્ષ્મી બોલી.

" ખરી વાત છે બહેન; સ્ત્રીનો ધર્મ છે કે; પતિની આજ્ઞા વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરવું નહિ; પર ઘર જવું નહિ, **શીયલવૃત એજ સ્ત્રીનો ખરો શણગાર** છે, અને પતિની સેવા એજ સાચી સેવા છે જે સ્ત્રીઓ પતિના કહ્યા માં નહિ રહેતાં સ્વેચ્છા વર્તન કરે છે તેવી કુલટાઓને હજાર વાર ધીકકાર છે. પણ અ રે રે બહેન; પ્રભુ મારો એવો વખત કયારે લાવશે કે હું નીસદીન પતિની સેવામાંજ સામેલ રહું, હું અભાગણીનું એવું ભાગ્ય કયાંથી કે મારી ઇચ્છા પાર પડે. " સુન્દર બોલી.

" બ્હેન, ધીરજ ધર નાહીમત ન થા. પ્રભુ જેવો દાતા બેઠો છે, તે ઘડીમાં રાયનો રંક અને રંકનો રાય, મેરૂનો તૃણ અને તૃણનો મેરૂ બનાવી દેવાની શકિત ધરાવે છે. તો તારી ઇચ્છા પૂર્ણ કરવી એ એના શા હિસાબમાં ? આહા. સુન્દર; સ્ત્રી ધર્મ સંબંધીના કેવા તારા અત્યુત્તમ વિચાર ! પભુ તારૂં કલ્યાણ કરો—તારી ઇચ્છા જલદી પાર પાડો—" તારાલક્ષ્મી બોલી.

" બહેન તારા; હું પણ જાણું છું કે, હમેશાં સુખ ની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ લાગેલુંજ હોય છે. અને તેથીજ હું મારા મનને ધીરજ આપતી રહું છું—આજે સવારે મ્હારા પિતાશ્રી મ્હારી માતુશ્રીને કહેતા હતા કે, '. આપણી નાતનો એક યુવાન ગઇ સાલે બી૦ એ. ની પરીક્ષા પસાર કરી ઉઠી ગયો છે; તેની હું તપાસ કરીશ" સુન્દર બોલી.

" સુન્દર; માપ્ર કરજે, હું પણ તને એ વાત કહેવા આવી હતી પણ મ્હારી જીભ એકદમ ઉંપડી શકી નહિ. તેથી કાંઇ બોલી નહિ." તારા બોલી.

" વાહ ! બહેન એટલી બધી જુદાઈ ! તું મને કહેતાં અચકાય તે તો એક નવાઇની વાત; તુંને હું કયાં જુદાં હતાં કે તું મારા આગળ કહેતાં અચકાય છે ? "

બ્હેન, તે યુવાનનું નામ લક્ષ્મીદાસ. તે ગઈ સાલેજ બી૦ એ૦ સુધી જઇ ઉઠી ગયા છે, મારા પતિના ખાસ મિત્ર છે. એટલુંજ નહિ પણ મ્હારા પીઅરની જોડમાંજ તે રહે છે. અને તેથી હું તેમના દરેક ગુણોથી માહીતગારછું. તે ઘણા હોંશીઆર અને ચાલાક છે. એટલું બધું ભણ્યા ગણ્યા છે પણ જરાય અભિમાન નથી.

મ્હારા ત્યાં દરરોજ આવે છે; તે હું જોઉં છું, આહા ! શું એમની નમ્રતા !! આજ લાંબા વખતથી તેઓ મ્હારા ત્યાં આવે છે, પણ મ્હેં તેમને કોઈ દિવસ. ઉંચા સ્વરે બોલતાં અથવા વિવેકને બાજુએ મૂકી વર્ત્તતાં જોયા નથી; તેમની ઉમર બાવીશેક વરસના આશરાની હશે; ઘણી કન્યાઓનાં માગાં આવતાં હતાં પણ તેમાં કોઈ ચતુર ન લાગી એથી તેઓ આજ સુધી અવિવાહીત રહ્યા છે. "

" ત્યારે બ્હેન, મ્હારો તે સ્વીકાર કરશે એવી શી ખાત્રી ? " સુન્દરે શંકા બતાવી.

" નક્કી કરશેજ. મ્હને તે બાબતની પુરતી ખાત્રી છે. પણ ત્હારાં માત પિતા જલદી ચેતે તો ઠીક !"

" મ્હારી માતુશ્રીની તરફથી મ્હને જરા શંકા રહે છે, નહિ તો મ્હારા પિતાશ્રી તરફની તો મ્હને સોએ સો ટકા ખાત્રી છે કે તે કબુલ કરશેજ. બ્હેન, જો, પ્રભુ મારી કિંકરીની અરજ સાંભળે તો તો પછી શું મણા ? બસ. પછી તો હમેશાં તેમની અને વૃદ્ધ સાસુ સસરાની સેવા કરવાને તત્પર રહું, અને તેમના દરેક હુકમને માન આપું અને ગમે તેવું કઠણ કાર્ય દેખાડે તે પણ હર્ષથી બજાવું. "

" બ્હેન, તારી સાચી ભકતી છે તો હવે પ્રભુ થોડાજ વખતમાં સારો દાહાડો દેખાડશે તું ફીકર રાખીશ નહિ. "

આ પ્રમાણે બંને સાહેલીઓએ લાંબો વખત સુધી વાતો કરી. અને પછી રજા લઈ તારાલક્ષ્મી ઘેર ગઇ.

---

# પ્રકરણ ૪ થું.

## પતિ-પત્ની.

દુઃખીઓ આ સંસારને; દુઃખી સઉ ગણાય,
સુખ સંપી, સંતોષીને, હૃદયે દુઃખ ન થાય.



તના આઠ વાગ્યા પછીનો સમય છે; ગુણવંત-લાલ હજુ બહારથી આવ્યો નથી, તારા તેથી જમવાની રાહ જોઈ બેઠી છે; થોડીવારે ગુણવંત આવ્યો ઘરમાં પગ મુકતાંજ આનન્દી વદને તારા બોલી ઉઠી, "પધારો પ્રાણનાથ!" ગુણવંતે પણ હસ્તેજ વદને તેનો યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો. પછી બંને જમવા ગયાં. જમી ઉઠયા પછી તારાએ પાન બનાવ્યાં ગુણવંત પાન ખાઇ અગાશીમાં જઇને ખુરશી નાંખી બેઠો. થોડીવારે તારા પણ કાર્યથી પરવારી પતિ પાસે આવી બેઠી.

"પ્રિયે; સુન્દરમતિના ત્યાં ગઈ હતી તેનું શું પરિણામ આવ્યું?" ગુણવંતલાલે સ્વાલ કર્યો.

"વહાલા! આ દાશીએ માથે લીધેલું કામ કંઇ વગર વિચારે લીધું હશે? મ્હેં જેટલું કહ્યું તેટલું સુન્દરે એકે અવાજે કબુલ કર્યું. દીનુભાઇ શેઠની ઇચ્છા પણ કોઇ ભણેલા ગણેલાને વરાવવાની છે; પછી તે ગરીબ હો કે તવંગર હો; તેઓએ આપણીજ નાતના કોઇ યુવકે બી. એ. પસાર કર્યાની હકીકત સાંભળી છે પણ તેજ લક્ષ્મીદાસ એવી તેઉને ખબર નથી, માટે આવતા સવારે તમો તેમની

પાસે કાંઇ મીષે જઇ તેમને લક્ષ્મીદાસથી જાણીતા કરો તો ઠીક" તારાએ કહ્યું.

"ત્હારૂં કહેવું યથાર્થ છે; હું સવારમાંજ ત્યાં જઇને લક્ષ્મીદાસના ગુણોથી તેમને જાણીતા કરીશ અને પ્રભુ કૃપા હશે તો સઘળું ચોકઠું પણ બેસાડતો આવીશ.

"વ્હાલા, હું સુન્દરમતિ ના ત્યાંથી ઘેર આવતી હતી તે વખતે મોહનમોદી અને તેની વહુ કમળાગવરી બહુજ લ્હડતાં હતાં, તેનું કારણ શું! તેમને શું દુઃખ હતું કે તે લડે ! પ્રભુનો આપ્યો તેમની પાસે પૈસો પણ પુષ્કળ છે પછી શું દુઃખ હશે કે લ્હડતાં હશે?"

"પ્રાણ વલભે ! ત્હારી સમજમાં ફેર છે. તું ધારતી હઇશ કે પૈસાદારજ સુખી હશે, પણ ના, એ ત્હારી ભુલ છે, ખરૂં સુખતો સંપ અને સંતોષમાં છે; અને પૈસાદાર ઘણા ભાગે અસંતોષી હોય છે; તેથી તેઓ દુઃખ પામે છે; જેઓને લલુતા છે જેઓ પ્રભુએ અર્પેલી સ્થીતિમાં અસંતોષ માને છે તેઓને કદી સુખ મલતું નથી; જેઓ પૈસાથી બહુ છલકાતા નથી અને ગરીબાઇથી શોક કરતા નથી તેઓ, બંનેને બરાબર રીતે અનુભવી શકે છે; અર્થાત જેઓ મનને પુરૂ કબજે રાખી આપણા જે લોભ, મોહ, ઇર્ષાદિ છ શત્રુઓ છે તેને જીતે છે; અને સંતોષી રહે છે તે વધારે સુખ ભોગવી શકે છે, સુખ પૈસામાં નથી, છોકરાંમાં નથી ને વિદ્યામાં પણ નથી એવું. મહાન કવિ કાલીદાશ પણ એક સ્થળે કહી ગયા છે."

"શું સુખ વિદ્યામાં, છોકરાંમાં કે પૈસામાં એકમાં પણ નથી ? ત્યારે શામાં છે ?" તારાએ સ્વાલ કર્યો.

" ના, તેમ તો નથી. એ ત્રણે એવાં છે કે તેમાં સુખ અને દુઃખ બંને સમાયલાં છે; જેવી રીતે એક તરવાર કે જેનો સદ્ઉપયોગ કરવામાં આવે છે તો દુસ્મનનું માથું કાપી માલિકનો બચાવ કરે છે, પણ જો તેનેજ માલિક પોતાના ગળા ઉપર ફેરવે તો પોતાનુંજ મરણ થાય છે; તેજ પ્રમાણે જો વિદ્યાનો સદુપયોગ કરવામાં આવે તો તે ઘણુંજ સુખ આપનારી નીવડે છે; છોકરાં માટે પણ તેમજ છે; જો છોકરાંને ન્હાનપણથીજ સુવિદ્યા ભણાવી સારી રીતે કેળવી, તેમને સારે માર્ગે દોરવામાં આવે તો તે ભવિષ્યમાં નામાંકિતપણું મેળવે છે પણ જો તેમને કુમાર્ગે જવા દેવામાં આવે તો કુળનું નિકંદન કાઢી નાંખનારાં થઇ પડે છે. પૈસો; એટલે દોલત, દો એટલે બે અને લત એટલે આદત એ પ્રમાણે પૈસામાં બે આદત રહેલી છે. જો તેનો સદુપયોગ કરવામાં આવે તો સ્વર્ગસમ સુખ ભોગવાવાય છે, અને દુરૂપયોગ કરવામાં આવે તો અનિવાર્ય દુઃખોનો ભોગ થઈ પડાય છે," ગુણવંતે કહ્યું.

" પ્યારા ! તમોએ છોકરાં અને પૈસા સંબધી કહ્યું તે તો બરોબર છે, પણ વિદ્યાનો સદુપયોગ કરવાથી સુખ થાય છે અને દુરૂપયોગ કરવાથી દુઃખ થાય છે. એ મ્હારા માનવામાં આવતું નથી. કારણ વિદ્યા એ નિર્વિકારીજ છે"

" વ્હાલી " ગુણવંતે ખુલાસો આપતા કહ્યું " ત્હારા માનવામાં કાંઇક ભુલ છે. વિદ્યાને કેટલાક લોક નિર્વિકારી ગણે છે; તેઓ તેમ કરવામાં સાહસ કરે છે એમ મ્હારે કહેવું જોઇએ. જો હું તને એક દૃષ્ટાંત આપું છું તેથી ત્હારો સઘળો ખુલાસો થઇ જશે ".

" એક વખતે ચાર બ્રાહ્મણ પુત્રો મુસાફરી નીકળ્યા માર્ગમાંથી તેમને એક યોગી તરફથી મુડદાને સજીવન કરવાને લગતી વિદ્યા મલી. આ વિદ્યાનો અજમાયશ કરવા જંગલમાંથી અસ્તીવ ( હાડકાં ) એકઠાં કરી એક જણે વિદ્યાના બળ વડે હાડ પિંજર તૈયાર કર્યું, બીજાએ ખોળીઉં બનાવ્યું, ત્રીજાએ અંદર રૂધીર અને માંસ બનાવ્યાં, એ રીતે આખું શરીર તૈયાર થયું. અસ્તીવ સિંહનાં હતાં એટલે સિંહનું મુડદુ તૈયાર થયું, હવે ફકત જીવ નાંખવો બાકી રહ્યો; ચોથે જીવ નાંખવા માંડયો એટલામાં ત્યાં થઇને એક વણિક જતો હતો તેણે જોયું. તેણે આ લોકોને સમજાવ્યા કે " તમે સિંહને જો સજીવન કરશો તો તમનેજ ખાઇ જશે " પણ આ લોકોએ માન્યું નહિ અને પોતાની વિદ્યા સાચી છે કે જુઠી છે એ સાબિત કરવા વાણીઆને ત્યાંથી ગયા પછી ચોથાએ તેમાં જીવ નાંખ્યો. સિંહ સજીવ થતાં ચારે જણાંને ખાઇ ગયો "

" વહાલા " તારાએ વાત સાંભળી કહ્યું "આપનો ઉપદેશ અમુલ્ય છે અને હવે મારી ખાતરી થઈ કે જેનો જેવો ઉપયોગ કરવામાં આવે તે તેવું ફળ આપે."

" પણ વહાલી આપણે લક્ષ્મીદાશ માટે કેવો રસ્તો લેશું? "

" મ્હારા ધારવા પ્રમાણે લક્ષમીદાશ અને સુન્દરમતિને એક વખત દૃષ્ટો દૃષ્ટ મેળવ્યાં હોય તો ઠીક. કારણ તે બન્ને સ્વયં—વર-વધુ પસંદ કરી પરણવાની ઇચ્છા રાખનારાં જણાય છે "

" પ્રિયે, ત્હારૂં કહેવું મ્હને ઘણું પસંદ છે; પણ હવે એવા કામની વધુ ઢીલ થવી ન જોઇયે;"

“ અરે એમાં ઢીલ શા માટે કરવી જોઇયે; આવતી કાલે સાંજરે ગોસ્વામીજીના મંદિરમાં હું તેને લઇને દર્શન કરવા જઇશ; અને પછી અમો મંદિરના બાગમાં બેશીશું, ત્યાં તમો **લક્ષ્મીદાસ**ને લઇને આવજો ”

આ પ્રમાણે પ્રેમી જોડું ઠેઠ રાત્રીના બાર વાગ્યા સુધી આનંદમાં વાતોમાં લીન થઇ નિંદ્રાને સ્વાધિન થયું.

---

## પ્રકરણ ૫ મું.

### લક્ષ્મીદાસ અને સુન્દરમતિનું દૃષ્ટિ સંમિલન

---

પ્રેમીઓને મેળવવા, દંપતિ કરી વિચાર;
બગીચામાં આણીયાં, મેળવ્યાં જુગદાધાર.

---



ગરની દક્ષિણ દિસાએ આવેલા ગોસ્વામીજી મહારાજના મંદિરની શોભા આજકાલ અલૌકીક બની રહી છે. ભાવિક ભકતોની ઠઠબંધ સંખ્યા દિવસના ત્રણ ચાર વખત આવતી જતી હોવાથી ત્યાં એક જોવા જેવો મામલો થઇ રહે છે; સાંજ અને સવાર સ્ત્રીઓનાં ટોળાં ઘરની જે ગુહ્ય રાખવા જેવી હોય તેવી પણ વાતો મ્હોટા મ્હોટા રાગડા તાણી લાંબા લાંબા હાથો કરી વાતો કરતાં જતાં આવતાં દૃષ્ટિગોચર થાય છે, અત્યારે સ્હાંજના સ્હાડા પાંચ વાગ્યાનો સમય છે દર્શનનો વખત થવાથી, ભાવીક ભકતોનાં ટોળે ટોળાં મંદિર તરફ જવાં શરૂ થયાં છે. થોડીવારે **તારાલક્ષ્મી** અને **સુન્દરમતિ**

મંદિર જવા નીકળ્યાં. સુન્દરમતિ મ્હોટી ઉમ્મરની થઇ હોવાથી, રસ્તે જતી કેટલીક સ્ત્રીઓ, તેની તરફ આંગળીઓ કરી બીજીઓને બતાવતી હતી; અને તે સંબંધમાં જેમ ફાવે તેમ બોલતી હતી; સુન્દરમતિ ભણેલી, ચતુર, અને વિચારશીલ બાળા હતી, તેણે રસ્તે ચાલતાં કેટલીકને પોતાની વિરૂદ્ધ બોલતાં સાંભળી, પણ તે તરફ આડા કાન કરી જાણે કાંઈ સાંભળ્યુંજ નથી તેમ સમજી તારા અને સુન્દર બંને જણીઓ મંદિરમાં જઇ ઠાકોરજીનાં દર્શન કરી બહાર આવી. " સુન્દર; ચાલો બ્હેન, ઘણા દહાડા થયાં આપણે બાગ જોયો નથી માટે જોઈ આવીએ" તારાએ સુન્દરને મંદિરમાંથી બહાર નીકળતાંજ કહ્યું:

" ના, બા. ત્યાં કોઇ પુરૂષો બેઠા હોય, અને આપણે જઇએ એ ઠીક ન કહેવાય. " સુન્દરે કહ્યું:

"ઓ, હો ! એમાં શું ખોટું કહેવાવાનું હતું. અત્યારે પુરૂષો બાગમાં બેસવાજ નવરા હશે તો ? અને કદાપિ હશે તો પણ શું ? તેઓ આખા બાગમાં તો નહિ બેઠા હોય ને ? તેઓ જે ભાગમાં બેઠા હશે ત્યાં આપણે નહિ બેસીએ; બીજે બેસીશું પછી શું ? " તારાએ તોરમાંજ કહ્યું. " ભલે ત્યારે તારી જેવી ઇચ્છા, ચાલો. " સુન્દરે મત દર્શાવ્યો.

બંને બાગમાં ગઇ. બે ત્રણ યુવકો ફક્ત ફુલ ચુંટવા ગયા હતા, તેઓ ફુલ લઇ રહામા મલ્યા. તે સિવાય બાગમાં બીજું કોઇ નહોતું. બંને જણીઓ જઇ બોરસલીના વૃક્ષ તળે બેઠી. સુન્દર નથી જાણતી કે તારા તેને લક્ષ્મીદાસનો ભેટો કરાવવા લાવી છે. કુદરતી રીતે તેનું મન નિત્ય કરતાં અત્યારે વધુ પ્રફુલ્લિત બન્યું છે; સુખ મલવાનું હોય યા

દુઃખ પ્રાપ્ત થવાનું હોય, તેની મનુષ્ય માત્રને તે પહેલાંજ અસર થઇ જાય છે; તે નિયમાધારે સુન્દરમતિને માટે થાય તો કાંઇ નવાઇ નથી.

"સુન્દરમતિ, ચાલો ફુલ વીણીશું?" તારાએ કહ્યું.

"મ્હારી પણ તેવીજ ઇચ્છા છે."

"ત્હને શાનું ફુલ પ્રિય છે.?"

"ગુલાબનું."

"ગુલાબને તો કાંટા વળગેલા છે."

"તો શું થયું, હું જાળવીને લઇશ." તારા, ત્હને શાનું પુષ્પ પ્રિય છે?"

"બોરસલીનું. અને તું પણ બોરસલી વીણે તો શું? જોને, બોરસલીની સુવાસ કેવી માધુર્ય છે?" બોરસલીના ઝાડ તળેથી ફુલ લઇ સુન્દરના નાકે ધરતી તારા બોલી.

"ના, બા, બોરસલી તો મ્હને જરાય ગમતી નથી. હું તો ગુલાબજ વિણીશ."—મ્હને તે ઘણું પ્રિય છે" સુન્દરે જવાબ આપ્યો.

"ઓઃ હોઃ મ્હારી ગુલાબની સોખીન? જ્યાં હોય ત્યાં તું ગુલાબજ વિણજે." એમ કહી તારાએ સુન્દરના ગોરા ગાલ ઉપર આંગળીની ટકોર મારી.

"તારા મ્હને ન માર, કાંઇ તારો માર ખાવા મ્હોટા થયાં હોઇશું કેમ?" સુન્દરે હસતાં હસતાં કહ્યું.

ના, ના, એતો ગુલાબ વિણવા. વિણુ બેન વીણુ."

તારાએ ઠંડે પેઠે મશ્કરી કરી.

સુન્દર કંઈક શરમાઈ.

**તારાએ** બોરસલીનાં ફુલ વિણવા માંડયાં, અને **સુન્દર** ગુલાબ તોડવા ગઇ. બે ફુલ ગુલાબનાં ખીલીને તૈયાર થઇ રહ્યાં હતાં અને સુન્દરને પોતાની તરફ આવતી જોઇ હસી પડતાં હોયની તેવાં દેખાતાં હતાં; તેમની આસપાસ વધારે કાંટા વીંટાયલા હતા; **સુન્દરે** તે લેવા ધાર્યાં. ધીમેથી કાંટા ખસેડી અંદર હાથ નાંખી એક ફુલ તોડયું પણ હાથમાં ફુલ હોવાથી મુઠી વાળેલી એટલે હાથ નીકળી શકયો નહિ; અને પરાણે કહાડતાં કાંડામાં કાંટો વાગ્યો. **સુન્દરથી** આકસ્મીત રાડ પડાઇ ગઇ "**તારા** દોડ ! મ્હારો હાથ કાંટામાંથી નીકળી શકતો નથી."

"હું નહોતી કહેતી કે ગુલાબમાં કાંઇ મજાહ નથી." **તારાલક્ષ્મી** હસી પડીને તે તરફ આવી એટલામાં પોતાની મેળેજ હાથ નીકળ્યો.

"લેને, **તારા**, આ પુષ્પ ઝાલને, હું બીજું એક તોડી લઉં." **સુન્દર**, **તારાને** ફુલ આપવા હાથ લંબાવતાં બોલી.

"હજુ શિક્ષા નથી વળી કે; વળી તારે બીજાને શું કરવું છે? તારે એકલીને એક બહુ." **તારા** પુષ્પ હાથમાં લેતાં બોલી.

"ના, બીજું એક ત્હારા માટે લેવા દે."

"મ્હારે ગુલાબને શું કરવું છે. બોરસલી લેવી'તી તે લીધી છે."

**સુન્દરે** ન માન્યું અને બીજું પુષ્પ તોડયું. જેવું બીજું પુષ્પ ચુંટી **સુન્દર** ત્યાંથી પાછી હઠવા જાય છે તેવાજ **ગુણવંતલાલ** અને **લક્ષ્મીદાસને** આવતા જોયા.

"બ્હેન, મ્હારા બનેવી અહીં આવે છે. **સુન્દર** ગભરાઇ જઇ બોલી.

" આવવા દેને, આવનારા કાંઇ આપણાથી પગ ઝલાશે. એ એમના રસ્તે જશે અને આપણે આપણા માર્ગે જઇશું. એમાં તું શા માટે ગભરાય છે; એ વાઘ તો નથી ને કે ખાઇ જશે ?" તારા ટોળમાંજ બોલી.

સુન્દરના હાથ હેઠા પડયા. તેનું કાંઇ ચાલે તેમ ન રહ્યું. બંને જણા છેક નજીક આવી લાગ્યા હતાં; નહિ તો કદાચ તે એકલી ત્યાંથી નાશી જાત. અથવા તો સંતાઇ પણ જાત; તે નાઇલાજ બની શરમાયલા ચ્હેરે સાડીનું સોડીઉં વાળી એક બાજુ ઉભી રહી.

" બ્હેન, મ્હારા બનેવીની સંગાથે બીજા આવે છે તે કોણ છે ?" સુન્દરે ધીમેથી તારાને પૂછ્યું.

" હશે કોઇ પંથી, અહીં આવે તો તું પૂછી જોજે" તારા બોલી.

" તારા હવે તો મશ્કરી જવા દે ! જો તેઓ નજીક આવી લાગ્યા છે" સુન્દરે નમ્ર સ્વરે તારાને કહ્યું.

" લે, નહિ કરૂં પણ, મારૂં કહ્યું કરે તો !"

" શું ?"

" હું કહું તે"

" હા કરીશ. ઝટ કહી નાંખને જો આવ્યા."

" મ્હારા સમ ખા."

" ત્હારા સમ લે પછી કાંઈ"

" ત્યારે, જો, ત્હારી પાસે બે પુષ્પ છે, તેમાંથી એક ત્હારા બનેવીને અને બીજું તેમના સંગાથીને આપજે"

" બા, મ્હારાથી તો એવું નહિ થાય લે. તું ત્હારા હાથથી આપ મ્હને તો શરમ આવે છે" સુન્દરે તારાના હાથમાં પુષ્પ આપવા હાથ લાંબો કરતાં કહ્યું.

" હું ધારતીજ હતી કે, તું મ્હારૂં કહેવું માન્ય નહિ કરશે. પણ બોલ, ત્હેં મારા સમ ખાધા છે. તે પાળવા છે કે નહિ? પાળવા હોય તો હા કહે નહિ તો ના કહી દે. " તારાએ કાંઇક કૃત્રિમ કડવું મ્હોં કરી કહ્યું,

સુન્દર લાઇલાજ બની તેની ગતિ સૂડી વચ્ચે સોપારી માફક થઇ.

"તારા! ત્હેં મ્હને ઠગી હો! હું અવિચારે ત્હારા સોગન ખાઇ બેઠી છું એટલે ત્હારી ઇચ્છા છે તો એમ કરીશ. પણ મ્હને કહે કે ગુણવંતલાલની સંગાથે બીજા છે તે કોણ છે?"

" મ્હેંતને ગઇ કાલે આપણી નાતના જે યુવક બી. એ. થયાની વાત કહી હતી. તેજ એ લક્ષ્મીદાશ છે "

લક્ષ્મીદાસનું નામ સાંભળતાંજ સુન્દરના મ્હોંપર શરમના શેરડા પડયા. શરમાવા છતાં પણ લક્ષ્મીદાસનું મુખ નિહાળવાનું મન થયું. ડરતાં પણ હિમ્મત ધારી ઉભી રહી.

બિચારા લક્ષ્મીદાશને પણ ખબર નથી કે તેને ગુણવંત બાગમાં ફરવાને બ્હાને મંદિરમાંથી લાવ્યો છે કે કેમ? તે તારાલક્ષ્મી અને સુન્દરમતિને જોતાંજ અચકાઈ પડયો હતો, અને બાગમાં આવવા વાંધો લીધો હતો પણ ગુણવંતની પોલીટીકલાઇ આગળ તેનું કશું ચાલ્યું નહિ. અને તારાને સુન્દર છે ત્યાં નહિ થોભતાં આગળ જવાની સરતથી તે આવ્યો હતો.

બાગના બીજા ભાગમાં જવાનો જે માર્ગ હતો તેજ માર્ગમાં તારા અને સુન્દર ઉભાં હતાં. સુન્દર એક બાજુ લપાઇને ઉભી. અને તારા એ ધડક માર્ગ રોકીને ઉભી રહે તેમ

ઉભી રહી હતી; બાગમાં અત્યારે ચાર જણું સિવાય બીજુ કોઇ ન્હોતું. જયાં આખો દિવસ સંખ્યાબંધ માણસોની ઠઠ જામી રહે ત્યાં અત્યારે ચાર જણુંજ ! એ પણ એક પ્રભુનીજ કૃપા. પ્રભુ ભાવિકજનોના ભાવ પુરા કરવા માટે જળને ઠેકાણે સ્થળ કરી દે છે. વ્રતધારીઓના વ્રત પુરાં કરવા માટે જગતની ઉથલ પાથલ કરી નાખે છે તો આ બિચારાં પ્રેમી પંખીડાંને ભેટવા–મળવા એકાંત સ્થળ કરી આપે તેમાં શું આશ્ચર્ય !

વચને બંધાયલી સુન્દરે ગુણવંતલાલ તથા લક્ષ્મીદાશ નજીક આવતાં નીચા મુખે બંનેને એકેક પુષ્પ આપ્યું. પોતાની પ્રિયાની આવી ચોલીટીકલાઇ માટે ગુણવંતલાલને હસવું આવ્યું. પણ બધો દાવ બગડી જશે એમ ધારી મહા મહેનતે ખાળી રાખ્યું. પુષ્પ આપનાર કોણ છે એ લક્ષ્મીદાશ નહિ જાણતો હોવાથી તે ઉંડા વિચારમાં ઉતરી પડયો; સુન્દર પુષ્પ આપી એક બાજુ ખસી ઉભી રહી અને વાંકી દૃષ્ટિએ લક્ષ્મીદાશને જોવા લાગી; એટલામાં લક્ષ્મીદાશની દૃષ્ટિ એની તરફ ગઇ અને બંને દૃષ્ટોદષ્ટ થયાં. સુન્દરે શિરના સ્હેજ ઇસારે નમન કર્યું; તેનો આંખના પસારે લક્ષ્મીદાશે સ્વીકાર કર્યો. થોડી વારે ફરી બંનેનો દૃષ્ટિ રાગ થયો; તે વખતે લક્ષ્મીદાસ નમ્યો અને સુન્દરે તેનો સ્વીકાર કર્યો. એટલામાં સુન્દરને, તારા અને ગુણવંત પાસે ઉભાં છે તેનું ભાન થયું; તેથી તે ચમકી અને એકદમ મુખ ફેરવી નાંખ્યું. એથી પગમાં પહેરેલા નેપુરનો અવાજ થયો—પગ ઉચકાઇ નીચે મુકાતાં નેપુરમાંથી ઝણઝણુ કરતો અવાજ નીકળ્યો; તે અવાજે કર્ણદ્વારા લક્ષ્મીદાશના મસ્તીકમાં પ્રવેશ કર્યો, અને તેથી મસ્તીક જુદા જુદા ત-

રંગો વચ્ચે વિંધાઈ ગયું. તે મન સાથે કહેવા લાગ્યો આ ઘુઘરીઓએ પણ કેવું પુન્ય કર્યું હશે કે તેના પગ પર રહી ઝણઝણાટ કર્યા કરે છે. આ પ્રમાણે સુન્દરની કાન્તિ જોઇ લક્ષ્મીદાશની શાન્તિ નાશ પામી. તે તદન ભાન રહિત થઇ ગયો. કૃષ્ણ પ્રભુ જેવા કુબજાના કબજે થયા, શંકર જેવા આખા જગતના તારણહાર એક ભીલડીની મોહીનોમાં ફસ્યા; વિશ્વામિત્ર જેવા મહાન યોગી મેનકાની માયામાં લપટાઈ ગયા; રાવણ જેવો મહાન રાક્ષસ સીતા ઉપર આશક પડયો; શુકમુની જેવા બાળ યોગી રંભાની જાળમાં જકડાઇ ગયા, તો આ બિચારો લક્ષ્મીદાશ સુન્દરમતિ જેવી પ્રેમાળ મુર્તિનો દાશ થઇ જાય તેમાં શું નવાઈ !

" સુન્દરમતિ; ચાલો હવે ઘર તરફ જઇશું કે ! "

તારાએ પુછ્યું.

" જેવી તમારી ઇચ્છા " દૃષ્ટિ અને ચિત્ત ઠેકાણે રાખી સુન્દરે ધીમે સાદે કહ્યું.

આથી બંને ઘર તરફ ચાલી, સુન્દરે જતાં જતાં લક્ષ્મીદાશને મોહબાણ માર્યું. લક્ષ્મીદાશનું ચિત્ત આથી વધુ ઘાયલ થયું. તે સુન્ય બની બંને જણીઓ દૃષ્ટિ બહાર થઈ ત્યાં સુધી તેમની તરફ જોઈ રહ્યો.

ગુણવંતલાલ આ સઘળું નાટક તટસ્થ ઉભો ઉભો જોયા કરતો હતો તે હવે બોલ્યો.

" લક્ષ્મીદાશ, એકદમ કેમ ભાન વિનાનો બની ગયો છે ?

" ગુણવંત તું જાણે છે છતાં મ્હને કેમપૂછે છે ! ત્હારે મ્હને અહીં લાવવોજ ન્હોઇતો નહોતો ભાઇ; એ રૂ-

ત્ન કોનું છે ! અને કોના હાથ ગયુ છે જેના હાથ એ રત્ન ગયું હશે તે તો પુરો ભાગ્યશાળી હશે. ”

“ લક્ષ્મીદાશ; એ રત્ન બીજું કોઇ નહિ પણ મ્હેં તને કાલે જેની વાત કરી હતી તેજ એ સુન્દરમતિ. ”

સુન્દરમતિનું નામ સાભળતાંજ તેના દીલમાં એ-કદમ આશાના અંકુરો ફુટયા; તેનું શોકમય બનેલું.મુખડુ હરખાયું. તે પછી તે બંને મિત્રો સુન્દરમતિ સંબન્ધી વાર્તા લાપ કરતા અને સંસાર સાગરના અનેક તરંગોમાં તણાતા પોત પોતાના ઘેર ગયા.

---

## પ્રકરણ ૬ હું

---

આશ્વીન શુકલ અષ્ટમી, ચંદ્ર મધ્ય ગગન.
તરંગ લાગ્યા દોડવા, પ્રેમી મન પ્રસન્ન,

---

### પ્રેમીઓના પ્રેમ તરંગ.




શ્વીન માસની શુકલ અષ્ટમીની રાત છે, નિશાનોનાથ; વિયોગી જનોનો સૂર્ય, પ્રૌઢ કામદેવ રૂપી સૂર્યનો માથા મણી; ચકોર પક્ષીઓના સમુદાયનો ચિન્તામણી, લક્ષ્મીનું ક્રીડા સરોવર; રતિનુ રમ્ય સ્થળ, કુમુદીનો જીવનદાતા, આકાશના સર્વ તારાઓનો શીરોમણી, એવાં એવાં અનેક નામોથી ઓળખાતા, ચંદ્રમાએ પોતાનાં શાંતિકર કિરણો ચોગરદમ પ્રસરાવ્યાં, આ વખતે લક્ષ્મીદાસ હવા

ભાઈ ઘેર આવ્યો. ગુણુવંતલાલે માર્ગમાં દીલાસો દઇ તેના મનનું સમાધાન કર્યું હતું; પરંતુ પ્રેમ પાઠનું અધ્યયન કરનાર પાત્રના મનનું સમાધાન કયાં થાય છે? હા, કોઇ ખરા મહાત્મા પાસે કોઇ પ્રેમ પાઠક બેસે અને તે વખતે તેનું મન કદી સ્વસ્થીત થાય પણ પાછું ઘડી પછી એનું એ, એ પ્રમાણે ગુણવંતે ઉપદેશ અને દીલાસો દીધો તે વખતે તેનું મન અંશીત શાંત થયું હતું પણ વિખુટો પડતાં મુળ સ્થીતિને પામીને ગયું. તે ઘેર આવતાંજ તેના માત પિતા રાહ જોઇ રહ્યાં હતાં તેમની સાથે જમ્યો; અડધું જમ્યો ન જમ્યો ને ઉઠી ગયો. અથવા એમ કહીએ કે જમવાની વેઠ કહાડી તોપણ ચાલે. હાથ ધોઇ ઉપર પોતાના ખાનગી ઓરડામાં જઇ એક ખુરસી ઉપર વિચાર અને ઉદ્ગારમાં ઘેલો બની ગયા જેવો થઈ બેઠો; " આહા! ચિત્તને ચોરી નાંખે એવો શું એનો સુંદર ચ્હેરો? ચંદ્ર રસ્મી જેવા, દાઢમની કળી સરખા શું એના દાંત! ધીમે ધીમે શ્વાસ વધતો હોય એવો ભાસ કરાવનાર શું એના ઉર ઉપસણુનો ઘેરાવ! ગજ સરખી શું ત્હેની ચાલ! કેળ પાત્ર સરખું શું એનું પેટ! કમળના દાંડા સરખા શું એના કોમળ કર! જે વખતે એ કોમળકરથી મ્હારા હાથમાં ફુલ અપાયું તે વખતનો હસ્તનો દેખાવ ખરેખર કતલ કરનાર હતો. આહા! સુન્દર, સુન્દર, ત્હારા જેવી રંભા આ પૃથ્વીપર, અને વળી આ ગામમાં, એટલુંજ નહિ પણ મ્હારી જ્ઞાતિમાં હસ્તિ ધરાવે છે! અહા! હું ત્હને શાની ઉપમા આપું? મ્હારી પાસે એવા શબ્દ પણ નથી કે જેથી ત્હારૂં વર્ણન કરી શકું, પ્રભુ ત્હારી કળા, અકલ છે; આ રંકનો પણ તું સરજનહાર છે. અને એ રંભાનો પણ તુંજ સરજનહાર છે. ત્યારે શું

આ રંકની માગણી તું પુરી નહિ કરી શકે ? વળી થોડી-વારે મૌન્ય રહી બોલવા લાગ્યો.

" સુન્દર, પ્રિય સુન્દર, ત્હારા દર્શનનો લાભ ક્યારે આપીશ ? તું મ્હને ક્યાં મલીશ ! " કંઈક ચિત્ત ઠેકાણે આવ્યું હોય તે પ્રમાણે "અરે, પણ સુન્દરના મારા તરફ કેવા વિચાર છે તે તો મેં જાણ્યા નથી; પ્રથમ તે જાણવા જોઈએ અને પછી હવાઈ તરંગ બાંધવા જોઈએ. લાવ સુન્દરને એક પત્ર લખું." થોડીવાર મૌન્ય મુદ્રાએ વિચાર કીધો. પછી તે ઉઠયો, કબાટમાંથી એક નોટપેપરનું બંડલ કહાડયું, તેમાંથી એક નોટપેપર લીધો અને ટેબલ પાસે ખુરસી લઈ જાઈ કાગળ લખવો શરૂ કીધો.

સદ્દગુણી સુન્દર.

ત્હારા પ્રેમ બાણે મ્હને ઘાયલ કીધો છે. આપણો બાગનો પ્રસંગ મ્હને મુલાકાતથી જેટલો સુખકર તેટલોજ બલકે તેથી અધિક વિયોગથી દુઃખકર નીવડયો છે, મ્હારૂં શરીર અહીં છે. પણ પ્રાણ ત્હારી પાસે છે. અત્યારે હું શું લખું છું; તેનું મ્હને ભાન નથી. ચક્ષુ ત્હારા દર્શનનાં અભિલાષી છે; દર્શન માટે તલશે છે, પ્રાર્થના કરે છે; પ્રાર્થના પુરી કરવી ત્હારા હાથમાં છે. પ્રત્યુત્તર મલવા વિનંતી છે.

પ્રેમ ઇચ્છતો

લક્ષ્મીદાસ.

પત્ર વાળી એક સુન્દર પાકીટમાં બંધ કર્યો; ખીસ્સા-માંથી ઘડિઆળ કહાડી જોયું અને મનમાંજ બબડયો; " હજુ તો આઠજ વાગ્યા છે. રાત કંઈ બહુ ગઈ નથી.

માટે લાવ અત્યારેજ જાઉં" તુર્ત તે ઉભો થયો, કાગલ ગજવામાં મુકયો અને નીચે ઉતર્યો. અને બાપ પાસેથી ગુણવંતને ઘેર ઘડીક બેસવા જવાની રજા લઈ નીકળ્યો.

પ્રેમ અલૌકિક છે; આ જગત જેમ વાતાવરણે ઘેરાયલું છે. તેવુંજ પ્રેમમાં પણ ઘેરાયલું છે. પ્રેમ ન હોત તો જગતનો કયારેય નાશ થઇ ગયો હોત;

"સુન્દર અત્યારે કયાં હશે ? હું તેને પત્ર કેવી રીતે આપીશ" એને એ વિચારોમાં ગુણવંતનું ઘર તો બાજુ પર રહ્યું, ને સુન્દરના ઘર તરફ ચાલ્યો. નશીબ યોગે સુન્દર અત્યારે પડશાળમાં એકલી બેઠી હતી. તેની મા પ્રેમકોર કોઇ નજીકનું સગું માંદુ હતું તેને જોવા ગઇ હતી; અને હીનુભાઈ શેઠ ઉપર પોતાના દિવાનખાનામાં ગુમારતાઓ સાથે બેસી તડાકા મારતા હતા. અને સુન્દર નીચે એકલી લક્ષ્મીદાશનો પાઠ ભણતી બેઠી હતી બાગમાં લક્ષ્મીદાસની મુલાકાતે તેને પણ ઘાયલ કરી દીધી હતી.

સુન્દર પડશાળમાં હતી પણ તેની દૃષ્ટિ માર્ગ તરફ તણાયલી હતી તેણે લક્ષ્મીદાસને આવતો જોયો; ચંદ્રના ચકચકિત અજવાળાને લીધે બન્નેની દૃષ્ટિ એક થઇ, સુન્દર ત્વરાએ બહાર આવી. લક્ષ્મીદાસે તેના હાથમાં પત્ર મુકયો.

"આ શું આપ્યું ?" સુન્દરે હસ્તે મુખડે હળવેથી પૂછ્યું.

"પ્રેમનું ઔષધ" તેવીજ ઢબે લક્ષ્મીદાસે ઉત્તર આપ્યો.

"મારી મા મારા મામાને ત્યાં ગઇ છે, તે હવે

આવતી હશે, કાલે શનિવાર છે. એટલે હું ને તારા મોટા હનુમાન જનાર છીએ; માટે ત્યાં આવજો ”

“ સારૂ ” કહી લક્ષ્મીદાસ માર્ગે પડયો સુન્દર તે અદૃશ્ય થયો ત્યાં સુધી તેને જોઇ રહી પછી ઘરમાં ગઇ. થોડીવારે તેની મા આવી. એટલે તે સુવાનું કહી પોતાની ઓરડીમાં ગઇ. ઓરડીનાં કમાડ વાસી પત્ર વાંચ્યો; તેને તેજ વિચારમાં વગર પથારી કરે જમીનપરજ સુઇ ગઇ.

**લક્ષ્મીદાશ** પત્ર આપી ગુણવંતના ઘર તરફ ગયો આ વખતે બન્ને પતિ પત્નિ ખાઇ પરવારી બેઠાં બેઠાં લક્ષ્મીદાસ અને સુન્દરનીજ વાતો કરતાં હતાં.

“ પ્રિયા, સુન્દર પાસે લક્ષ્મીદાસને પુષ્પ અપાવ્યું એ તો તેં હદજ કરી હેં ! ” ગુણવંતે કહ્યું.

“ પ્રાણનાથ, તે સિવાય તેમની શરમ તૂટત નહિ. અને આપણી ધારણા પાર પાડવાને અડચણ આવત. ”

“ લક્ષ્મીદાસે સુન્દરને જોઇ છે, ત્યારથી તે દિવાના જેવો બની ગયો છે. બાગમાંથી આવતાં રસ્તે એના હૃદયમાંથી એવા હાસ્યજનક ઉદ્ગારો નીકળતા હતા કે તું તો સાંભળે તો હશી હશીને થાકી જાય; અને તેને દિવાનો ગણી કાઢે. ”

“ પ્રાણનાથ, એમ ન સમજશો કે એકલા લક્ષ્મીદાસ એવા થઇ ગયા છે. સુન્દરની પણ તેવીજ સ્થીતિ થઈ છે.”

“ એમ કે ! ત્યારે તો લક્ષ્મીદાસનાં નશીબ ઉઘડયાં.”

“ પણ એક વાંધો છે. કહે છે કે લક્ષ્મીદાસનું કુળ સુન્દરના કુળથી જરા નીચું છે. અને સુન્દરની મા સુન્દરને તેવા કુળમાં પરણાવે તેવી નથી. તે જુના વેતની છે. ”

" એ તો બધુંય થઇ રહેશે; મીઆં બીબી રાજી હશે તો કાજી શું કરશે ! "

એવામાં લક્ષ્મીદાસે આવી કમાડ ઠોક્યાં "ગુણવંતલાલ" " કોણ છે? જા કમાડ ઉઘાડ. " ગુણવંતે તારાને કમાડ ઉઘાડવા મોકલી. તારાએ નીચે આવી કમાડ ઉઘાડયાં. લક્ષ્મીદાસ ઉપર ગયો. પાછાં કમાડ વાસી તારા પણ ઉપર આવી. " લક્ષ્મીદાસ, આવ ભાઇ, અત્યાર સુધી અહીં તારીજ કથા ચાલતી હતી. " ગુણવંતે લક્ષ્મીદાસને દાદરે ચડતાં જોઇને કહ્યું.

લક્ષ્મીદાસ આવી બેઠો. તારાલક્ષ્મી ચાહ તૈયાર કરી લાવી; ત્રણે જણે પીધી અને વાતો કરી લક્ષ્મીદાસ ઠેઠ દસ વાગે ઘેર ગયો. અને બન્ને પતિ પત્નિ સંસાર મોહમાં ફસાયાં—નિંદ્રાવશ થયાં, લક્ષ્મીદાસ પણ ઘેર જઇ વિચારગ્રસ્ત સ્થીતિમાં સૂઇ ગયો. આખો સંસાર સુન્યવત્ થયો.



# પ્રકરણ ૭ મું.

## લગ્ન કરાર.

ગુણવંત કેરા પેચમાં, હીનુભાઈ ફસાય,
સુન્દર, લક્ષ્મીદાસનો; લગ્ન કરારજ થાય.





કુકડાનો નાદ થતાં, નગરજનો જાગી ઉઠયાં. ભકતજનો મ્હોટા સાદે પ્રભાતિઆં ગાવા લાગ્યા છે. દુઃખી રંડાઓ મ્હોટા સાદે રાગડા તાણી રૂવે છે, દેવ મંદિરોમાં ઘંટનાદ વાગવા શરૂ થયા છે. પાણીઆરીઓ પાણી ભરવા પોતાની સાહેલીઓ સાથે ગુજારેલી જગત ખેપની આનન્દથી વાતો કરતી ગજ ગતીએ મહાલતી જાય છે; પવન ઠંડી ગતીએ ચાલી; નગરજનોને આનંદ આપે છે. સૂર્યનારાયણ પોતાનો ચાર્જ સંભાળવાની અણી ઉપર છે, આ વખતે આપણો યુવક-ગુણવંતલાલ પથારીમાંથી બેઠો થયો. તે નિત્યકર્મથી પરવારી બહાર બજારમાં જવાને તૈયાર થયો તેવામાં તારા તેની પાસે આવી અને કહેવા લાગી.

તારા—સ્વામીનાથ; હું આપને પૂછવા સત્યાધીશ નથી, તેમ આપ કહેવાને બંધાયલા નથી. પણ આપને નમ્રતાથી પૂછું છું કે આપે અત્યારે કયાં જવાની તૈયારી કરી ?

ગુણવંત—વહાલી ! ત્હારા પૂછવાથી મ્હને કંઇ ખોટું

લાગવાનુંજ નથી. બેશક મ્હારા ઉપર નજર રાખવાની ત્હારી ફરજ છે. તેમ ત્હારો પુછવાનો ઉદ્દેશ હું સમજી ગયો છું.

તારા—શું આપ સમજ્યા? જો તેમ હોય તો કૃપા કરીને જણાવશો.

ગુણવંત—હીનુભાઇ શેઠના ત્યાં લક્ષ્મીદાસ માટે મોકલવા વિચાર છે કે નહિ? સાચે સાચું કહે?

તારા—એજ પ્રાણનાથ, હૃદય રમણ! આપ સમજી તો ગયા. પણ કાલે જશો કે નહિ.

ગુણવંત—ખાસ એ વિચારથીજ બહાર જાઉં છું ત્હારા કરતાં મ્હને વિશેષ લાગણી છે.

તારા—વહાલા! કેમ ન હોય. મિત્ર સગપણનો સાથી અને સંસારનો સાર છે. તો પછી તે માટે ન કરીએ તે ઓછું.

ગુણવંત—ત્યારે હું જાઉં છું.

તારા—ભલે, શુભશુકનથી પધારો, પણ જમવા વખત વહેલા પધારજો.

ગુણવંત ગયો. ઘર બહાર નીકળતાં; શીવપુજનના સામાન સાથે પુજા કરવા જતી એક કુંવારીકા મલી. ગુણવંત તેના શુકન લઇ ઇશ્વરનું નામ દઇ ચાલ્યો; હીનુભાઇ શેઠને શું કહેવું, કેવી રીતે કહેવું; શી રીતે મનાવવા એવા સવાલ રસ્તે ચાલતાં મનમાં ઉઠવા લાગ્યા. એટલામાં રસ્તામાં હીનુભાઇ શેઠ સ્હામાજ મળ્યા. હીનુભાઇ શેઠ પણ ગુણવંતને સારી રીતે ઓળખતા હતા. એટલે તે નિરાભિમાની શેઠે ગુણવંતને કહ્યું—કેમ, ગુણવતલાલ હાલ કાંય દેખાતા નથી. ખુશીમાં તો ખરાને.

ગુણુ૦—હા, શેઠજી. અહીંને અહીં જાવું, કાંઇ કામકાજ?

હીનુ૦—આપ હાલ શીદ જાઓ છો?

ગુણુવંત—( વિચારીને ચાલાકીથી ) હું મ્હારા એક મિત્ર લક્ષ્મીદાસને મળવા જાઉં છું; ત્હેને આપ ઓળખતા પણ હશો. કે જે હમણાં બી. એ. પાસ થઇને આવેલ છે.

હીનુભાઇશેઠ—હા હું સારી રીતે ઓળખું છું, પણ આપ કામના પ્રસંગે જાઓછો કે સ્હેજ.

ગુણુ૦—નાજી. કામના પ્રસંગે.

હીનું—શા કામે!

ગુણુ૦—તેઓ મ્હારા ખાસ સ્નેહી છે, અને તે મ્હને પૂછ્યા સિવાય પાણી પણ પીતા નથી. હાલ એક કાર્યમાં મારા મતની જરૂર પડવાથી મ્હને બોલાવેલ છે. માટે જાઉંછું.

હીનુ—અડચણ ન હોય તો તે કાર્ય શું છે? તે જણાવશો. ?

ગુણુ૦—ખુશીથી. સાંભળો. હાલમાં તે કુંવારા છે એટલે ઉપરા ઉપરી લોક વિવાહ કરવા આવે છે: પણ ઠેકાણાં અરૂચતાં હોવાથી મ્હારો મિત્ર તેનો સ્વીકાર કરતો નથી. પણ આજે કોઈનું જરૂરનું માગુ આવવાથી મ્હને બોલાવેલ છે.

હીનુ—ભાઇ, મ્હારી એક વાત ધ્યાનમાં લેશો.

ગુણુ૦—શા માટે, આપ મુરબ્બી છો. જે કહેશો તે કરીશ.

હીનુભાઇ—ગુણવંતલાલ, એ વાત રસ્તામાં થાય તેમ નથી તો આપ દુકાને પધારશો.

ગુણુ૦—ભલે; આપની જેવી ઇચ્છા.

બંને જણા દુકાન તરફ ચાલ્યા. દુકાન આવી બંને દુકાનમાં એકાંત સ્થળે જઇ બેઠા.

દીનુ—ગુણવંતલાલ ! હું તમને અત્રે શા માટે લાવ્યો છું તે તમે જાણો છો ?

ગુણ૦—ના, શેઠજી. તમારા કહ્યા સિવાય હું કેવી રીતે જાણી શકું ?

દીનુ—ભાઇ; મ્હારી સુન્દર ઉમર લાયક થઇ છે; તે તમારા જાણુવામાંજ હશે; તેથી તેનો વિવાહ સાથેજ લગ્ન કરવા વિચાર ઘણા દિવસથી કરૂં છું. પણ તેને યોગ્ય વર મળી આવતો નથી આપના જાણુવામાં હોય તો જણાવશો.

ગુણ૦—સુરજ્બી શ્રી ! આ બાબતમાં અમો બાળકોના મત શુ કામમાં આવે ? તેમ જ્ઞાતિમાં ઘણા કુંવારા છે. તેમાં પૈસાદાર, ગરીબ, ગુણવાન અને હલકા કુળના પણ છે એમાંથી આપ કયો પસંદ કરો અને આપનો કયાં દેવા વિચાર હશે; વળી શેઠાણીને પૂછવું હશે અને તેમના મત વગર આપનું કહેવું કબુલ થશે નહિ. અને જો તેમ હોય તો મ્હારી સલાહ લેવી અને વિચાર ગોઠવવો શા કામનો ?

દીનુ—ભાઇ; આમાં આપની સલાહ કામમાં આવશે તેમ આપ મદદગાર થઇ પડશો. તેમ સમજી આપની આગળ આ વાત મુકી છે; તમે નકી સમજજો કે હું બીજા જેવો બાયલો અને જુના મતનો નથી તેમ સ્ત્રીઓની સલાહે ચાલતો નથી; અને આવા કામમાં તો સ્ત્રીની સલાહ લેવી મને મુદલ ઉચીત નથી. તેમ હું ગૃહસ્થ જોવા ઇચ્છતો નથી ભલેને, ગરીબ હો, પણ વિદ્યા, વિવેક, અને

સુશીલતા પ્રાપ્ત કરેલી હોવી જોઇએ, મ્હારે એટલું જોવું છે. આપ રસ્તામાં જે તમારા મિત્રની વાત કરતા હતા. તેમના ગુણની તેમ વર્તણુંકની મ્હને માહીતિ આપશો !

ગુણુ—સાંભળો, હાલજ તે બી. એ. ની પરીક્ષા પસાર કરી આવેલ છે. તેમ તે વિવેકી, સમજુ અને વિશેષમાં આપના કહેવા પ્રમાણે સર્વે સદ્દગુણનો ભંડાર છે.

દીનુ—મ્હારી દીકરીનો વિવાહ કરવા હું ત્યાં ધારૂં છું. તો તેમાં આપ મદદગાર થઇ આભારી કરશો.

ગુણુ—તે વાતમાં મહારૂં ચાલે તેમ નથી, કારણ હાલ ઉપરાઉપરી માગાં આવેલ છે તેમાં ફક્ત સારી નરસી જોવા મ્હને બોલાવેલ છે તો પછી મ્હારાથી ભલામણ કેમ લેઇ જવાય ?

દીનુ—ગમે તેમ કરો પણ આટલું કામ મ્હારૂં પોતાનું સમજી કરવું પડશે.

ગુણુ—વડીલ શ્રી ! કદાપિ હું આપના માટે ભલામણ કરૂં, અને કદાપિ તે હા કહે, તેવામાં આપની સ્ત્રીનો વિચાર ન હોય તો હું વચમાં બનું ! તેમ તે બિચારો ફજેત થાય માટે જો આપનો ચોકસ વિચાર હોય તો આપને વચન આપવા હરકત છે ?

દીનુ—કંઇ નહિ–" લ્યો આ વચન " (એમ કહી વચન આપ્યું ).

વચન લેઇ ગુણવંત તથા દીનુભાઇ બંને જણ જમવાને માટે ઘેર ગયા તે વખત જમવાનો ટાઇમ વીતી ગયો હતો. વાંચકવૃંદ હવે આપણી વાર્તાના પ્રેમમાં સપડાયેલા નાયક મી. લક્ષ્મીદાસના ખબર લઇએ તો તે હાલ એક કોચ ઉપર બેસી ઘડીઆલ સામુ એક ટસે જોયાં ક-

રસ્તો હતો અને બીજીમેર વહાલીને શું કહીશું કેવી રીતે મલીશું, પ્રેમી મુગ્ધાનો પ્રેમ લેવા પામીશું કે નહિ આમ ઘડીમાં અધીરો, તો ઘડીમાં પ્રેમના તરંગોમાં બહાવરો, એમ ટાઇમ વ્યતીત કરતો હતો તેવામાં દસ મીનીટ બાકી રહી, ને વખત થયો એટલે ઝડપ ઉભો થઇ કપડાં પહેરી અરીસામાં મુખ જોઇ તૈયાર થયો એટલે સાત મીનીટજ રહી પણ પ્રેમના તરંગમાં ભાન ન રહ્યું; બાહાર નીકળ્યો. ને હનમાનનો રસ્તો પકડયો ! રસ્તામાં વળી તેજ વિચારો ચાલ્યા; કદાપિ મ્હારા પ્રેમમાં આશકત બનેલી મુગ્ધા વહેલી આવી બેસી રહી હશે તો હું ઠપકાને પાત્ર થઇશ. ખેર ! પણ પ્યારનો ઠપકો તેતો સોનાની બક્ષીસ, પણ હું કેમ ભુલું છું. કાંઇ સ્ત્રીઓ પાસે ઘડીઆળ હોતી નથી. તેમ તે ઠંડાં હોય છે. એટલે તે હજીક આવ્યાં પણ નહિ હશે ! ગમે તેમ હો ! આપણે ખોટી થઇશું તેમાં કાંઇ વાંધો નહિ એમ વિચાર કરતાં કરતાં હનમાન આવી પહોંચ્યો અને દેવાલય માં દાખલ થયો. વાંચક ! નકી સમજો કે ઇશ્વર અન્યો અન્ય રહેલ છે તેમ અત્યારે સુદરના મનમાં પણ તે વિચારો ચાલતા હતા, ફીકર કરતી હતી, કે મ્હારા પ્રાણેશ મ્હારી રાહ જોઇ એકલા નિરાશ થઇ બેસી રહ્યા હશે માટે હવે તો તારા આવે તો ઠીક ! આમ વિચાર ચાલતા હતા તે-વામાં તારા આવી અને બન્ને જણ હનમાન તરફ ચાલ્યાં; અત્યારે પ્રેમમાં લુબ્ધ બનેલ લક્ષ્મીદાસ ફેરા મારે છે તે-વામાં બંને જણ આવી પહોંચ્યાં જોતાંની સાથે હર્ષથી લક્ષ્મીદાશ ઘેલો બન્યો અને મૌન ધરી બાજુએ ઉભો એટલે તારા અને સુન્દર હનમાનના દરશન કરી બહાર આવ્યાં.

તારા—સુન્દર હું જરી બોરસલીનાં આ બાજુના

બાગમાંથી ફુલ લાવું ત્યાં સુધી અહિં થોભ. એમ કહી ચાલતી થઈ.

અત્રે લક્ષ્મીદાશ અને સુન્દર એકલાં પડયાં આ પ્રસંગનો લાભ લેઈ લક્ષ્મીદાસે બોલવું શરૂ કર્યું.

લક્ષ્મીદાસ—કેમ વ્હાલી! આવવાને વાર થઇ,

સુંદર--( નીચુ જોઈ )જરી કામની અગવડના લીધે;

લક્ષ્મીદાસ--ઠીક! પણ આપ નીચું કેમ જુઓ છો? શરમ કયાં સુધી રાખશો ? લાજાળાં લાજ મુકો, ઊંચુ જુઓ, આ આશાએ ઉભેલાને નિરાશ ન કરો, ટુંક સમયનો લાભ લ્યો, અને આપો.

સુંદર--શાણા! આપ જાણો છો કે, મ્હારી સાહેલી સાથે છે એટલે લાચાર છું, !

લક્ષ્મી—જો એમ હતું તો મ્હને અહીં બોલાવ્યો શા માટે ?

સુંદર--આપનું મન જોવા, દીલ તપાસવા અને આપના વિચાર જાણવા.

લક્ષ્મી--એમ હોય તો આપ નીચું શા માટે જુઓ છો ? વિચાર શા જાણવા છે ? હું તો આપનો થઇ ચુકયો છું. આપ ના કહો કે હા કહો પણ આપના સાથેજ પ્રેમ જોડવા માગું છું. પછી કાંઇ ?

સુંદર--હું પણ આપના વિચારને મલતી છું ત્યારે આપ મ્હને વચન આપો

લક્ષ્મી--“ લે આ વચન ” એમ કહી વાંચક પ્રેમમાં અંધ બનેલ દંપત્તિ અરસપરસ હસ્તનો મેળાપ થતાં કામના શરણે થયાં, તે પ્રસંગનો લાભ લેઈ લક્ષ્મીદાસે પો-

તાની ભવિષ્યની અર્ધાંગનાને બાથ ભીડી ચુંબન કર્યું, આથી સુન્દર શરમાણી અને નીચે જોઇ બોલી.

સુંદર--વ્હાલા મ્હને મુકો જરી સરમાઓ અધીરા ન થાઓ જુઓ મ્હારી સાહેલી આવી.

એટલામાં તારાને જોતાં લક્ષ્મીદાશ ખસ્યો અને રસ્તે પડયો:--

## પ્રકરણ ૮ મું.

### લગ્ન.

થયું સ્ત્રીનું સમાધાન, હીનુભાઇ હરખ્યા ઘણું,
સમર્યા શ્રી ભગવાન, લગ્ન દંપત્તિનું થયું.

સવારમા પ્રેમકોર શેઠાણી ઉઠી નાહી ધોઇ દેવ દરશન કરવા ગયાં, ભાવિક ભકતોનાં સંખ્યાબંધ ટોળાં મંદીર તરફ જતાં હતાં; કેટલીક સ્ત્રીઓ અંદર અંદર વાતો કરવા લાગી.

" જોને બ્હેન ! આ હીનુભાઈ શેઠનાં પટરાણી ! સુન્દર ચઉદ વર્ષની થઇ તોએ હજુ કુંવારી રાખી છે, તેમને તે શરમ હશે કે નહિ ? " મોતીકુંવર હાથના લ્હેકા કરતાં બોલી.

" બ્હેન મોતીકુંવર ! શી વાત કહું એતો હીનુભાઈ શેઠ મોટા સુધારાના સાથી થઇ ગયા છે; તે છોકરીને હજુ

તો પરણાવી નથી. બિચારી પ્રેમકોર તો ઘરમાં હરરોજ પ-
રણાવવા માટે કજીઓ લઇ બેસે છે. ” મંગળી મોટે સાદે
બોલી—

" અલી, ઓ ! બીજી કાંઇ ખબર છે ? હીનુભાઇ
શેઠ તો કોઇ ભણેલા ગણેલાને પરણાવવાના છે. નથી જોવા-
ના પૈસો કે નથી જોવાના કુળ, નહિ તો જો ! મારી મા-
સીનો દીકરો " રતિચંદ્ર " પૈસામાં કે કુળમાં કાંઇ ઓછો
છે ? " જમનાંએ જોસમાં કહ્યું.

એવી એવી વાતો કરતાં હતાં, તેના શબ્દે શબ્દ
પ્રેમકોરના કાને પડયાં; પ્રેમકોર મનમાં મુઝાયાં—ચિત્ત ચક-
ડોળે ચઢયું, દર્શન કરી તુરત ઘેર આવ્યાં. મનમાં ને મનમાં
બબડવાનું શરૂ કર્યું; જમવાનો વખત થવાથી હીનુભાઇ શેઠ
પણ દુકાનેથી આવ્યા. આવીને બેઠા પહેલાંજ શેઠાણી
બોલી ઉઠયાં.

" હું કહી કહીને થાકી પણ સુન્દરનું લગ્ન કરવાને
હજુ ઠેકાણુંએ નથી. હે પ્રભુ ! આ ઘરમાં મારૂં પાનું કયાં-
થી પડયું ? ચઉદ વરસની છોડી થઇ તોએ હજુ કુંવારીજ
રાખવી છે; આજે શોધ કરીશ, કાલે કરીશ એમ કરતાં
" **દહાડા ઉપર દહાડો જાય ને આયુષ્યમાં ઓછો
થાય.** " એવી વાત છે."

હીનુભાઈ ધીમે સાદે બોલ્યા. " સાંભળ બે ત્રણ
દિવસ પહેલાં મેં તને કહ્યું હતું, તેની ગઈ કાલે તપાસ
કરી છે. એ બી. એ. થયેલા યુવકનું નામ " લક્ષ્મીદાસ "
છે. પણ પાસે પૈસાની પહોંચ થોડી છે. "

" હા હા ! ! મેં તેને ઓળખ્યો. એતો પેલી ધન-
કુંવરનો છોકરો, મારે તેની સાથે મારી લાડકવાઇ દીકરીનું

લગ્ન કરવું નથી. તેમનું કુળ પણ આપણા કરતાં નીચું છે ને વળી પૈસાની તંગી ! ” પ્રેમકોર તાડુકો કરતાં બોલ્યાં.

“ પૈસાની તંગી છે તો આપણે શું ? પણ મુરતિયો વિદ્વાન, ચાલાક, ચતુર, વિવેકી અને શુશીલ છે. પૈસો કોઇનો થયો નથી ને થવાનો એ નથી. નહિ તો આપણો પૈસો પણ તેમનોજ છે ને ? ! પણ સુખકર સંસાર સિવાય પૈસો નકામોજ ! ! આપણી સુન્દર ભણેલી ને હોંશિયાર છે. ને મુરતિયો પણ તેને લાયકજ છે ” દીનુભાઇ ગંભિરતાથી બોલ્યા.

“ આપણે શું એમ કેમ ? ચતુરને ચાલાક બધા જોયેલા છે, અંગ્રેજી ભણ્યાં એટલે હોંશિયાર થઈ ગયા; પણ કોટી ઉપાયે હું તેમ કરનાર નથી. સમજ્યા ? ”

“ ઠીક ! ત્યારે મારૂં ને તારૂં બન્નેનું બોલવું રહ્યું પણ આપણી સુન્દરને તું પૂછ. જો તેની મરજી વિદ્વાન, વિવેકીને સુશિલ શોધવાની હોય તો લક્ષ્મીદાસની સાથે લગ્ન કરવાને વાંધો છે ? નહિ તો જેમ તેની મરજી આવે તેમ કરીએ ”

“ હા ! એ મને ગમ્યું. જેમ સુન્દરની મરજી આવે તેમ કરીશું. હમણાંજ હું પૂછુછું ” પ્રેમકોરે નમ્રતા બતાવી, “ હું અહીંઆં બેઠોછુ; હાલજ તું તેને પૂછી આવ. કારણ માગાં ઘણાં આવે છે. ને કંઇક બીજે સગપણ થશે તો આપણને મોટો વાંધો પડશે ” દીનુભાઇ બોલ્યા.

“ ઠીક ! હું જાઉંછું ” પ્રેમકોર ગયાં. દીનુભાઇએ જમી લીધું સુન્દરે પોતાના ખાનગી દીવાનખાનામાં બેઠાં બેઠાં માત પિતાનો સંવાદ સાંભલ્યો હતો પોતાની માતુશ્રી પૂછવા આવનાર છે, જાણી સજજ થઇ બેઠી. પ્રેમકોર પણ આવ્યાં.

" કેમ માતુશ્રી અચાનક આવવું થયું ? " સુન્દરે વિનયતાથી પૂછ્યું.

" સ્હેજજ ! તારી પાસે થોડુંક કામ છે તને એક વાત પૂછવા આવીછું. " પ્રેમકોર માતૃ ભાવથી બોલ્યાં.

" કહો માતુશ્રી, મને જેવો આવડશે તેવો ખરે ખરો જવાબ આપીશ " સુંદરે સલુકાઇથી કહ્યું.

" મારી લાડકવાઈ સુન્દર સાંભળ ! જો હવે તું ઉમ્મર લાયક થઈ છે; તારૂં લગ્ન કરવાને તારા પિતાશ્રીએ એક ઠેકાણું ખોળ્યું છે, મુરતિયો તેમના કહેવા પ્રમાણે સર્વ ગુણ સંપન્ન છે. પણ પૈસાની પાસે તંગાશ છે, ને આપણા કરતાં કુળ પણ સ્હેજ નીચું છે. કેમ તારી શી મરજી છે. ? "

" માતુશ્રી ! સુખી સંસાર સિવાય જીંદગી વ્યર્થ છે. " **સંસારનું સાચું સુખ સ્ત્રીઓને સ્વામીમાં સમાયેલું છે** " પતિ મુર્ખ હોય તો પત્નિનો પરમેશ્વર પહેલો રૂઠયોજ સમજવું. પછી છોને તે કુળવાન કે ધનવાન હોય, પણ જો વિદ્વાન પતિ મળે તો સંસારનાં સઘળાં સુખ દંપત્તિ ભોગવી શકે છે. પછી ભલે ને કુળ નીચું હોય કે પૈસાની તંગી હોય. એક ઠેકાણે કહ્યુંછું કે—

પર્વત શિખર પથ્થર પાકે, મણી ખાણમાં થાયે;
નીચી ખાણના મણી કરતાં, શું પથ્થર ચઢી જાયે ?
કહોને કુળને કરવું શું ? ધરી શીર પથ્થર મરવું શું !

માટે હે માતુશ્રી ! જે સર્વ ગુણ સંપન્ન હોય તેની સાથે મારી લગ્નની ગાંઠ જોડવાને વાંધો નથી. પછી માતુશ્રીની મરજી. " સુન્દર શરમાતે વદને નીચું જોઇ બોલી.

" સારૂં મ્હારી શાહણી સુન્દર ! હું હવે જાઉંછું."

" પધારો માતુશ્રી ! પણ મારા જીંદગી સુધીના સુખનો વિચાર પહેલો કરજો. નહિ તો પછી " **દીકરીને ગાયને દોરે ત્યાં જાય** "

પ્રેમકોર દીનુભાઇ બેઠા છે ત્યાં આવ્યાં.

" કેમ પ્રિયા, સુન્દરનો શો વિચાર છે ? "

" સ્વામીનાથ, સુન્દર તમારા વિચારને મળતી છે. સુન્દરની બોલવાની ચાલાકી અને સદ્‌ગુણથી મને પણ એમજ થાય છે કે લક્ષ્મીદાસ સાથેજ તેનું લગ્ન કરવું તે અત્યુત્તમ છે. માટે તમો હાલજ ત્યાં જઇ શ્રીફળ રૂપિયો આપી આવો અને લગ્ન મહુરત પણ જોવરાવો. બીજે સગપણ થાય નહિ માટે તમે જલદીથી જાઓ " પ્રેમકોરે પ્રસન્નતાથી કહ્યું.

" હું જાઉછું. ઉતાવળનું બહુ કારણ નથી; મેં દીનદયાળ શેઠના ગુણવંતલાલ ને તે બાબત કહી છે, ગુણવંત લક્ષ્મીદાસનો ખાસ સ્નેહી છે, તો પણ હું હાલજ જાઉંછું " દીનુભાઇ શેઠે કપડાં પહેરતાં કહ્યું.

દીનુભાઇ ઈશ્વરદાસને ત્યાં જવા નીકળતા હતા એટલામાં ગુણવંત ત્યાં આવ્યો. ગુણવંતને એકદમ અચાનક આવતો જોઇ શેઠ બોલ્યા.

" ગુણવંતલાલ, અચાનક કયાંથી ? "

" હું મારા મિત્રના ત્યાંથી ઘેર જમવા જતો હતો પછી અહીં આવી ચડયો. "

" તમે આવ્યા તે ઠીક થયું. અમારા કામ ઉપર આપે સારૂં લક્ષ આપ્યું હશેજ ? !

" લક્ષ્મીદાસના માતપિતાને પૂછતાં તેમણે જણાવ્યું કે લક્ષ્મીદાસની ને તારી નજરમાં આવે તેમ કરો. પછી મેં લક્ષ્મીદાસને સારી રીતે સમજાવી સુન્દરમતિના ગુણથી વાકેફ કરી હા પડાવી કામમાં પ્રભુ પ્રતાપે ફત્તેહ મેળવી છે.' ગુણવંત ગંભિર વદને બોલ્યો.

" ગુણવંતલાલ, હું આપનો મોટો ઉપકાર માનીશ. તમારા પિતા ને અને મારે સારી ઓળખાણ હતી. દીનદયાળ કરતાં પણ અધિક ગુણવાળા આપને જોઇ મ્હને ઘણો સંતોષ થાય છે. ખરેખર ! નામ પ્રમાણેજ તમારામાં ગુણ છે. ઠીક ! હું તમારા મિત્રને ત્યાં જાઉં છું " દીનુભાઇ દીર્ઘ દ્રષ્ટીથી બોલ્યા.

" સારૂં, પધારો શેઠજી, હું ત્યાં નક્કી કરીનેજ આવ્યો છું. હું પણ જમીને તુરતજ આવું છું "

ગુણવંત ઘર તરફ ગયો. દીનુભાઇ સારા શુકન લઇ ઈશ્વરદાસને ત્યાં ગયા, લક્ષ્મીદાસને ચાંલ્લો કરી શ્રીફળને રૂપિયો આપ્યો. લક્ષ્મીદાસે શાસ્ત્રોકત રીતે સ્વસુરને નમન કર્યું. ત્યાંજ જોશીને બોલાવી લગ્ન જોવડાવ્યું. માર્ગશીર્ષ માસની શુકલ સપ્તમીને ચંદ્રવાર નું શુભ લગ્ન નક્કી થયું. લગ્ન થવાને હજુ બે માસની વાર છે. તેટલી મુદતમાં બંન્ને પક્ષ તરફથી લગનની સઘળી તૈયારીઓ થઇ ગઇ; દીનુભાઇ શેઠે તેમ ઈશ્વરદાસે પોત પોતાના ગજા મુજબ ખર્ચ કર્યો; અને માર્ગશીર્ષની શુકલ સપ્તમીના દિવસે શુભ ચોઘડીએ જન મંડળના સમુહ વચ્ચે લક્ષ્મીદાસ અને સુન્દરમતિનાં લગ્ન થયાં.

---

# પ્રકરણ ૯ મુ.

## લક્ષ્મીદાસનું પારીસ ગમન.

વાંચક આ દુનિયાં વિષે, ગૃહસ્થાશ્રમનો ઘાટ;
અખૂટ નડે ઉપાધીઓ, ઠરે ન મનનો ઠાઠ,



લક્ષ્મીદાસ અને સુન્દરમતિનાં લગ્ન થઇ જવાને ૭ મહિના વીતી ગયા છે; અરસપરસની પસંદગીથી પરણેલાં પતિ પત્નિ સંસારનાં અનેક સુખોમાં મહાલે છે. વખત કેવી રીતે વ્યતિત થાય છે; તેનું તેમને મુદ્દલ ભાન નથી; આ ૭ મહિના જે પસાર થઇ ગયા, તેતો તેમને ૭ અઠવાડીયાથી ટુંકા લાગ્યાં, અને ખરેખર તેમજ છે; પ્રેમ રસમાં ઝુલતાં પ્રેમીઓના વખત કેવા ટુંકા હોય છે. અર્થાત્ કેટલી ઝડપથી પસાર થઇ જાય છે; તે જેને અનુભવ હોય છે તેજ જાણે છે.

એક દિવસ સવારના દસ વાગે લક્ષ્મીદાસ અને સુન્દર શયન હોલમાં અરસ્પરસના ગળામાં હાથ નાંખી, ધીમે ધીમે હીંચકા ખાય છે. અને પ્રેમ સાગરમાંથી પ્રેમ પ્યાલા ભરી પ્રેમ ઘુંટડા પીએ છે. એવામાં ગઈ કાલના લખી રાખેલા કાગળો પોષ્ટ કર્યા વિના પડી રહેલા તે લક્ષ્મીદાશને સાંભર્યા "પ્રિયા, કાલના લખી મુકેલા કાગળો ટપાલમાં નાંખવા રહી ગયા છે, તે નાંખી આવું." સુન્દરના ગળામાંથી હાથ લઇ લેતાં લક્ષ્મીદાસ બોલ્યો.

"ગઇ કાલના કાગળ હજુ પોષ્ટ નથી કર્યા" ?!!

" હા "

" જાઓ ત્યારે, નહિ તો આજ પણ રહી જશે.

" નારે હજી તો બહુ વાર છે દોઢ વાગ્યા પછી ટપાલ નીકળે છે. "

" તો પણ નાંખવા તે નાંખવા જલદી જઇને નાંખી આવ્યા એટલે થયું. "

લક્ષ્મીદાસ કાગળ નાંખી આવ્યો, ને દાદરપર ચ્હડતાં ઘરમાં માત–પિતા વચ્ચે કાંઇક વાતચીત થતી હોવાનો અવાજ તેને કાને આવ્યો. તેથી તે છાનો માનો ત્યાંજ ઉભો રહી સાંભળવા લાગ્યો.

" તું તેને જ્યાં સુધી નહિ કહે ત્યાં સુધી તેની આંખ નહિ ઉઘડે સમજી ! " ઇશ્વરદાશે કહ્યું.

" પણ એને હું શું કહું એ કયાં સમજતો નથી કે કહીએ. " ધનકુંવરે ઉત્તર આપ્યો.

" સમજતો હોય તો આમજ હોય, આખો દિવસ મેડેથી નીચે ઉતરતો નથી. ' ઇશ્વરદાશે કહ્યું.

" હશે, આપણે છીએ ત્યાં સુધી એને શી ફીકર છે, એ પણ યાદ કરશે કે મ્હારાં માત પિતા આવાં હતાં. " ધનકુંવરે ઉતર દીધો.

" એ વાત સાચી પણ આપણે હવે વૃદ્ધાવસ્થાએ પુગ્યાં છીએ, ને આપણે બેઠે એ કંઇ ધંધે વળગે તો તેની તરફની ચીંતાતો ન રહે, નહિ તો પછી એ પૈસા કમાતાં ઘણો અમુઝાશે, અને હેરાન થશે સમજી ? પૈસો પેદા કરવો એ કાંઈ ન્હાની શુની વાત નથી એ પણ એક જાતની વિદ્યા છે; અને તે છોકરાંએ માબાપની હયાતીમાં શી-

ખી લેવી જોઇએ," ઇશ્વરદાશ બોલ્યા. એવામાં ઇશ્વરદાસને કોઇ નજીકના સગાના ત્યાંથી કાંઇ કાર્ય પ્રસગે માણુસ તેડવા આવ્યું તેથી વાત બંધ પડી.

લક્ષ્મીદાશે માતપિતા વચ્ચે થયેલી સઘળી વાતચીત સાંભળી લીધી. તેનાં જ્ઞાન ચક્ષુ ઉઘડયાં, તે મન સાથે પ-સ્તાવો કરતાં કહેવાં લાગ્યો " હું પાપીષ્ટ છું. માતપિતા-ના અનહદ ઉપકારો વીસરી પ્રિયાના પ્રેમમાં લુબ્ધ થઇ ગ-યો; અને મ્હારી આંખ ન ઉઘડી; પ્રભુ હવે તું મ્હને બ-ચાવ અને મદદ કર. " થોડીવાર મનમાં કાંઈ ઉંડો વિચાર કરી ફરી બબડયો. નહિ બસ દુરજ જવું જોઇએ; અને તે સિવાય સિદ્ધી નથી. " વિચાર કરતો અને બબડતો તે દીવાનખાનામાં ગયો. સુન્દર તેની રાહ જોતીજ બેઠી હતી; આવતો જોઇ તેના મનમાં ધ્રાસકો પડયો. તે બોલી "મ્હારા પ્રાણ ! હમણાં તો હસ્તા હતા અને અત્યારે એકાએક ઉદાશ કેમ "

" કંઇ નહિ પ્રીયે ! " લક્ષ્મીદાશે એક દીર્ઘ નિશ્વા-સ નાંખ્યો, " વહાલા મ્હને પણ નહિ કહો; કાગળ નાં-ખીને આવતાં એકદમ શું થઇ ગયું " ? ઉભરાયલા દીલે સુન્દર બોલી " પ્રિયે; ત્હારાથી શું છાનું છે " ? લક્ષ્મી-દાશે વાત ઉકેલતાં કહ્યું. " હું કાગલ નાંખીને આવતો હ-તો તે વખતે દાદરે ચ્હડતાં માતપિતાને મ્હારા તરફનો બ-ળાપો કરતાં સાંભળ્યાં. એનું તાત્પર્ય એકે હવે મ્હારે કાંઈ ધંધો કરવો જોઇએ !"

" નાથ, એમાં શો શક છે. આપ મર્દ છો અને વે-પારીના પુત્ર છો એટલે ધંધો કરવોજ જોઇએ. " સુન્દરે ખુલાસો કર્યો.

"પ્રિયા, શાબાશ ત્હારા ઉમદા વિચાર માટે ધન્યવાદ આપું છું" લક્ષ્મીદાશે શાબાશી આપી.

"પણ ત્હમે કયો ધંધો હાથ ધરવાનો વિચાર રાખ્યો છે"? સુન્દરે પૂછ્યું.

"પ્રીયે, હાલ આપણી એવી સ્થીતિ નથી કે ઘરના રૂપીએ અહીં વેપાર ચલાવી શકું અને તેથી મ્હારો વીચાર પરદેશ જવાનો છે, આપણા દેશમાં મુંબાઇ અને કલકત્તા ખાતે પ્રથમ નોકરી મલતી હતી; પરંતુ છપની‌આ પડવા પછી તેનો પણ ઘાટ બગડી ગયો છે; તે સાલે અનાવૃષ્ટિને લીધે કચ્છ અને કાઠીઆવાડના પુસ્કળ લોકો ત્યાં ભરાયા છે અને તેથી નોકરોએ ઘણી સરતી થઇ ગઇ છે આથી હીન્દુસ્થાન બહાર જવા સિવાય પત્તો ખાય તેમ નથી મ્હારો વિચાર ઝવેરાતના ધંધામાં દોડે છે, મ્હારો એક મિત્ર પારીસમાં એક મ્હોટા ઝવેરીના ત્યાં છે, તે મિત્ર મ્હને વારંવાર ત્યાં બોલાવે છે, તેથી મ્હારો વિચાર ત્યાં જવાનો છે.

પતિને ઘણે દૂર જવાનું જાણી સુન્દર પ્રથમ તો હેબતાઈ ગઇ. પરન્તુ તે ઘણી શહાણી, ધૈર્યવાન અને વિચારશીલ્ય હતી; તેને મનમાં દીર્ઘ વિચાર કરી જોયો. તો પતિનું કહેવું શ્રેય લાગ્યું તે બે હાથ જોડી નમ્રતાથી પતિને કહેવા લાગી. "પ્રાણનાથ; આપે પારીસ જવાનું શ્રેય ધાર્યું તો ભલે, સુખેથી પધારો. માત પિતાની આશીષ લઇ, શુભ મુહુરતે સીધાવો, પ્રભુ આપની સફર સફળ કરશે." સુન્દરે દીનતાથી કહ્યું.

"પણ પ્રીયે; હું જઇશ તો ત્હને એકલીને અહીં ગમશે? જો ન ગમે તો તું સુખેથી પીયરમાં રહેજે અને વખતો વખત વૃદ્ધ માત પિતાની ખબર કાઢી જજે, આ

બાબત હું ગુણવંતને પણ ભલામણ કરતો જઇશ," લક્ષ્મીદાસ બોલ્યો:—

" પ્રાણેશ! મ્હને અહીં ગમશે યા નહિ ગમે તેની તમારે રજ પણ ચીન્તા કરવી નહિ. તમને અહીં આવતાં સુધી હું આ ઘરમાંથી કાંઈ જનાર નથી કદાચ મ્હારા પીયર જરૂરતું કામ હશે તો સાસુજીની પરવાનગી લઇ જઇશ, અને તુરત પાછી આવતી રહીશ. ઘર તરફની તો જરાય ચીન્તા કરશો નહિ અને ત્યાંથી ખુશીના સમાચાર મોકલતા રહેજો." છેવટનું વાક્ય બોલતાં સુન્દરની આંખમાં પાણી ભરાઇ આવ્યાં આ વખત લક્ષ્મીદાસની દૃષ્ટિ બીજે હતી એટલે તેણે સાડીના છેડે આંખો લોહી નાંખી.

થોડીવાર રહી બંને જણાં નીચે ગયાં. લક્ષ્મીદાસ બહાર ગયો. અને સુન્દર ગૃહકાર્યમાં ગુંથાઈ.

લક્ષ્મીદાસે બીજે દીવસે માત પિતાને વાત કહી અને કેટલીક આનાકાની વચ્ચે તેમની રજા મેળવી.

ઘરની સઘળી સુપરદ, ગુણવંતલાલને કરી; માત-પિતા, મિત્રો અને પત્નિને મલી, મુંબાઇ જઈ ત્યાંથી ભારત-વત્સલ નામની સ્ટીમર જતી હતી તેમાં સ્વાર થઇ રવાના થયો. ગુણવંતલાલ અને બીજા કેટલાક મિત્રો મુંબાઈ સૂધી પહોંચાડવા આવ્યા હતા તે તરત ચાલ્યા.

લક્ષ્મીદાસ પાસે ફર્સ્ટક્લાસ ટીકેટ હતી અને તેને એક સુંદર કેબિન મલી હતી, પરન્તુ સ્ટીમરમાં જુદી જુદી પ્રકૃતિનાં પેસેન્જરો હોવાથી તેનું દીલ કોઈમાં ભળ્યું નહિ, અને તેથી તે સ્હેજ ઉદાશ રહેતો હતો. એમ કરતાં સાતમે દીવસે સ્ટીમર એડન બંદરે આવી પહોંચી. અહીં કેટલાક પેસેન્જરોની ચ્હડ ઉતર થઇ. એક હિન્દુ જુવાનીઓ

પણ ત્યાંથી ચ્હડયો. તેણે લક્ષ્મીદાસની જોડેનું કેબિન ખાલી હતું તેમાં જગા લીધી. તેની સંગાથે એક રસોઇઓ હતો. આ યુવાન એક ભાટીઆ ગ્રહસ્થનો છોકરો હતો; તેના બાપની લાહોર, ઝાંસી, આગ્રા, કલકત્તા, સ્ટંમ્બુલ, દીલ્હી, ને, મુંબાઇ એ શહેરોમાં પેઢીઓ હતી. તેનો સ-ઘળો વેપાર આડતનો હતો, અને તે ધંધામાં પૈસો અન-ગળ મેળવ્યો હતો; યુવકનું નામ માણેકચન્દ્ર હતું. પો-તાના પિતા ઉપરાંત, પોતાને બીજા ત્રણ મ્હોટા ભાઇ હતા એટલે માણેકચન્દ્રને તે તરફની નીરાંત હતી; તે મેટ્રીક સુધી ભણ્યો હતો. વધુ ભણવા કરતાં અવલોકન અને અ-નુભવ કરવાનું તે પસંદ કરતો હતો;—ભણવાનું છોડી દીધા પછી, તેનો ઇરાદો પૃથ્વી પ્રદક્ષિણા કરવાનો હતો. એ ઇચ્છા તેની પાર પડી. તેના પિતા અને બન્ધુઓને પોતાનો વિચાર જણાવતાં તેઓએ તેને ખુશીથી રજા આપી એટલે કોઇની પણ સોબતની દરકાર કર્યા વિના જોઇતો સામાન તથા સાધન મેળવી એક રસોઇયાને સાથે લઈ નીકળી પડયો. પ્રથમ આફ્રીકા તરફ ગયો તે તરફના જાણીતાં સ્થળો જોઇ તેની ઇચ્છા પારીસ પ્રદર્શન જોવા જવાની થવાથી એડન આવ્યો જ્યાં સ્ટીમરને ઢીલ હોવાથી બે દીવસ રો-કાવું પડયું. અને પછી ભારતવત્સલ આવી, તેમાં સ્વાર થયો. એ સ્ટીમરમાં હિન્દુ નામે ફક્ત લક્ષ્મીદાસ એકલો મુંબાઇથી ચ્હડયો હતો અને એડનથી માણેકચંદ્ર અને તેનો રસોઇઓ ચ્હડયા.

દુનિઆમાં એક એવો નિયમ છે, કે એક ગામના યા એક દેશના મનુષ્યો પ્રદેશ ખાતે બન્ધુભાવથી પણ વધુ પ્રેમથી વર્તે છે; લક્ષ્મીદાસનું મન માણેકચન્દ્રને જોઇ કુદ-

રતી રીતેજ હરખાયું. **માણેકચંદ્રને** પણ સ્વદેશી જન તરફ પ્રીતિ ઉપજી. એટલે પહેલેજ દીવસે બંને જણા વચ્ચે મૈત્રી બંધાણી. અને તેઓ અરસપરસ આનંદમાં રહેવા લાગ્યાં; પવન અનુકૂળ હતો એટલે માર્ગમાં જરાપણ વીટંબણા નડી નહિ. આ પ્રમાણે મુસાફરીમાં દીવસો નિર્ગમન કરતાં, **લક્ષ્મીદાસ** અને **માણેકચંદ્ર** બાવીસ દીવસે **પારીસ** પહોંચ્યા. **લક્ષ્મીદાસે** અગાઉથી ખબર આપ્યા મુજબ, તેનો મીત્ર **ભગવાનલાલ** ગાડી લઇ સ્હામો લેવા આવ્યો હતો તે **માણેકચંદ્રને** પણ પોતાને ત્યાં લઇ ગયો **માણેકચંદ્ર** એક અઠવાડીઊં રહી, પ્રદર્શન જોઇ **લંડન** જવા ઉપડી ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પારિસ.

---

અજબ લીલા **પારિસની,** જુવે **લક્ષ્મીદાસ;**
ખુશી થયો તે ત્યાં ઘણું, મન થયું ઉલ્લાસ.

---



ક્ષ્મીદાસના માટે તેના મિત્ર **ભગવાનલાલે** શોધ કરી એક ઝવેરીને ત્યાં નોકરીની સવડ કરી રાખી હતી, એટલે **લક્ષ્મીદાસ** બે ત્રણ દિવસ રહી નોકરી ઉપર રહી ગયો; તેનો શેઠ દયાળુ અને કદરદાન હતો, તેણે **લક્ષ્મીદાસને** નવીન ધારી પેઢીના હેડ મુનિમના હાથ નીચે કામ શીખવા

મુકયો હતો; પેઢીમાં ભારે હલકા ઘણા નોકરો હતા; તેઓ સઘળાથી લક્ષ્મીદાસને એક બે માસમાં સારી પ્રીતિ બંધાઇ લક્ષ્મીદાસ ઘણોજ મીલનસાર સ્વભાવનો હોવાથી પેઢીમાં સર્વ કોઇ એને વ્હાતું, અને શેઠ પણ તેના ઉપર ઘણી માયા રાખતો; લક્ષ્મીદાસ થોડાજ વખતમાં હેડ મુનિમના હાથ નીચે રહી પેઢીના દરેક કામથી વાકેફગાર થઇ ગયો, શેઠે તેની હોંશિયારી જોઇ ફકત બેજ માસમાં રૂ. ૨૫ નો વધારો કરી રૂ. ૨૨૫ નો પગાર કરી આપ્યો. પેઢીના સર્વ માણુસો ઉંચા દિલના ને સારા વિચારના હતા. તેઓ લક્ષ્મીદાસની ચડતી જોઈ તેમના દિલમાં મુદ્દલ ઇર્ષા લાવતા નહિ, પણ ઉલટા તેની ઉન્નતિ થવાના દરેક માર્ગ તેને દેખાડતા હતા. આહા ! શું તેમની ઉદારતા ? ! શું તેમનો ઉમદા ખ્વાસ ? ! એક પરદેશી અને તે પણ પર ધર્મી મનુષ્યની ઉન્નતિ થતી જોઇ હર્ષ પામનારા આવા પરોપકારી મનુષ્યો આપણા દેશમાં થોડાજ હશે ! લક્ષ્મીદાશે સતત બે વર્ષ સુધી શેઠની નિમકહલાલીથી નોકરી કરી, શેઠ અને દુકાનના દરેક માણુસો સારી રીતે ચાહ મેળવ્યો. એક દિવસે તે પેઢી ઉપરથી ઘેર આવ્યો આ વખતે ભગવાનલાલ અને તેની સ્ત્રી વાતો કરતાં બેઠાં હતાં.

" લ્યો ! સંભાળતાંજ આ આવ્યા. " લક્ષ્મીદાસને જોઇ ભગવાનલાલની સ્ત્રીએ કહ્યું.

" લક્ષ્મીદાસ, અમો તને યાદ કરતાંજ બેઠાં છીએ. ભલે આવ્યો. " ભગવાનલાલે કહ્યું.

" કેમ ભાઇ, તમો કયારના પેઢીપરથી આવ્યા છો" લક્ષ્મીદાસે કહ્યું.

" હમણાં. થોડીજ વાર થઇ. " ભગવાનલાલે પ્રત્યુત્તર આપ્યો. પછી લક્ષ્મીદાસ પોતાના રૂમમાં જઇ કપડા બદલી આવ્યો.

" લક્ષ્મીદાસ, હું અહીં ઘણી લાંબી મુદતથી છું. પ્રભુ પ્રતાપે બે પૈસા પણ મલ્યા છે, હવે મારો ઇરાદો દેશમાં જઇ રહું તેવો છે. મારા ધારવા પ્રમાણે તું પણ દેશમાં આવે તો ઠીક. કારણ તને પણ અત્રે આવે એએક વર્ષ થવા આવ્યાં. અને તું વેપાર રોજગારમાં પાધરો થયો છે, માટે દેશમાં ચાલ. આપણે ત્યાં જઇ એક સહીઆરી કમીશન એજન્સી ઉઘાડીશું. "

આ કામમાં મારી ભાભીનો શો મત છે ? પ્રથમ એમનો મત લ્યો.. પછી આપણો. "

" તમારોને તમારા ભાઇનો જે મત એજ મ્હારો મત સમજવો. એવાં પુરૂષોનાં કાર્યોમાં મારો મત શા કામમાં આવવાનો હતો. "

" ભાભી, તમારી ભુલ છે, અમારા બન્નેના મત કરતાં તમારો મત ઘણોજ જરૂરનો છે. સંસાર એક સાગર છે, પુરૂષ એક મુસાફર છે, અને સ્ત્રી એક નાવિકા (નાવ) છે, જો નાવિકા ખોડરૂપ હોય તો મુસાફરની મુસાફરી પૂર્ણ થતાં ઘણાં વિઘ્ન અને ભય નડે છે, પરંતુ જો નાવિકા ખોડખાંપણ વગરની હોય તો મુસાફરી નિર્વિઘ્ને પુરી થાય છે, માટે તમારે તો ભગવાનલાલના દરેક કાર્યમાં યથા યોગ્ય સલાહ આપતાં રહેવું જોઇયે. "

"લક્ષ્મીદાસ, તેની તો આ કાર્ય માટે ત્હારા આવ્યા પ્હેલાંજ અનુમતિ મેળવી લીધી છે. એટલે એ બાબત તેને હવે કાંઈ પૂછવાની અગત્ય નથી. " ભગવાનલાલે વચમાંજ કહ્યું.

" તો ઠીક; જ્યારે ત્હારી અને મ્હારી ભાભીની મરજી છે તો મ્હારે તે વાત કેમ કબુલ ન હોય ? " લ-

ક્ષ્મીદાશે કહ્યું " ત્યારે જો; આપણે અહીંથી વીસ દીવસ પછી ઉપડીશું માટે તું આજજ ત્હારા શેઠ પાસેથી હીસાબ ચુકાવી રજા મેળવી લેજે અને પછી વીસ દીવસમાં પારીસમાં જે કાંઇ જોવાનું બાકી હોય તે જોઇ લેજે "

ભગવાનલાલે કહ્યું.

બીજે દીવસે લક્ષ્મીદાશે પોતાનો વિચાર જઇને શેઠને જણાવ્યો. તેને રજા આપતાં શેઠનું દીલ તો દુખાયું પરંતું લક્ષ્મીદાસના શ્રેય તરફ દૃષ્ટિ કરતાં તેને રજા આપવાનું દુરસ્ત લાગ્યું, પગાર ઉપરાંત્ત બીજું ઇનામ આપીને લક્ષ્મીદાસને ખુશી કર્યો.

લક્ષ્મીદાસ નોકરી ઉપરથી છુટો થયા પછી પારીસનાં જે સ્થળો જોવાં બાકી હતાં તે જોવામાં બાકીના દીવસો પસાર કર્યા સેંટલુઇ અને સીટીમાંની સઘળી જાણીતી જગાએ જોઇ લીધી અને જે કોઇ નોંધ કરવા યોગ્ય લાગી તેની નોંધ પણ કરી લીધી; તે પછી જોઇતો સરસામાન ખરીદ કરી વીસમી મે ના રોજ ત્રણે જણાં હીંદુસ્થાન આવવા ઉપડયાં.

---

## પ્રકરણ ૧૧ મુ.

### સુખા સંસાર.

સુખી દિન ગુજારવા, સતી સ્ત્રીની સાથ;
પરદેશથી આવીયો, લાયક લક્ષ્મીદાસ.



સુન્દરના હર્ષનો આજે પાર નથી, પોતાનો પતિ બે વર્ષે સ્વદેશ આવનાર છે તે તથા ભગવાનલાલ પારિસથી ઉપડી જઇ સૈયદબાંદર આવી ગયા છે, ને ત્યાંથી તેઓ આવતી પરમદિને ઇન્ડીયા

સ્ટીમરમાં સ્વાર થશે, એટલે લગભગ પંદર દિવસમાં આવશે એવો તાર ગુણવંતલાલ ઉપર આવી ગયો છે. બે વર્ષે પોતાનો પ્રિય પતિ સુખી સ્થીતિમાં આવી મળે, તો પતિવ્રત્તા સ્ત્રીને કેટલો આનંદ થાય, તે વર્ણવું અશક્ય છે. તેના મુખ ઉપર રહેલી ઉદાશિનતા અત્યારે જાણે તેનાથી બીને નાશી ગઇ હોય તેમ જણાય છે; પ્રેમી જોડાનો સુખ પ્રવાહ એોરજ હોય છે. ઈશ્વરદાસ અને ધનકુંવર પણ તેટલાંજ હર્ષિત છે; પોતાનો એકનો એક પુત્ર પરદેશથી સુખી સ્થીતિમાં આવે, અને પોતાને સુખી કરે તેવા પુત્રના આવવાથી માત પિતાને આનંદ થાય તેમાં શું નવાઇ?!

સાંજના ત્રણ વાગી ગયા છે, ગુણવંત પોતાના ત્યાં બેઠો છે, તેવામાં કોઇએ બુમ મારી " ગુણવંતલાલ દિનદયાળ શેઠનું ઘર આ કે ? "

ગુણવંતે બારીએ આવીને જોયું તો તાર વ્હેંચનારો હતો, તેને કહ્યું " હા. "

ગુણવંત નીચે આવ્યો, અને તાર લીધો. તાર ભગવાનલાલે કર્યો હતો. તેમાં લખ્યું હતું કે " હું તથા લક્ષ્મીદાસ તારીખ ૨૦ મી જુનને શુક્રવારની મેલ સ્ટીમરમાં મુંબાઇ એપોલોબંદર ઉપર ઉતરીશું. " ગુણવંત તાર વાંચી હર્ષિત થયો, અને તુર્ત કપડાં પ્હેરી લક્ષ્મીદાસને ત્યાં જવા નિકળ્યો,

" પ્રાણનાથ, ક્યાં તૈયારી કરી ? તાર કોનો હતો ? તારાએ નમ્રતાથી પુછ્યું.

" હું લક્ષ્મીદાસને ત્યાં જાઉછું. તાર ભગવાનલાલે કર્યો છે. તે અને લક્ષ્મીદાસ ૨૦ મી તારીખે મુંબાઇ આવનાર છે, તો આ ખબર હું કહી આવું. મ્હારે મુંબાઇ જવાને અહીંથી ૧૯ મી તારીખે નીકળવુંજ જોઇયે.

હવે ફકત ત્રણ દિવસજ બાકી છે, ને તેટલામાં ભગવાન-લાલનું ઘર ઠીકઠાક કરાવવુંજ જોઇયે. તું અને સુન્દર કાલે ત્યાં જઈ ઠીક કરી આવજો હું જાઉંછું" ગુણ-વંત ગયો.

ગુણવંત લક્ષ્મીદાસને ત્યાં આવ્યો, તેનાં માતપિતા ત્યાં બેઠાં હતાં, તથા થોડે છેટે બારી પાસે સુન્દર એક પુસ્તક વાંચતી બેઠી હતી. ગુણવંતે કહ્યું "કાકાશ્રી ! લક્ષ્મીદાસને ભગવાનલાલ આવતી ૨૦ મીની મેલ સ્ટીમરમાં મુંબાઇ આવનાર છે, હું તારીખ ૧૯ મીએ ત્યાં જવાનોછું"

"હું પણ ત્હારી સાથે આવીશ. તને ખબર કયારે મળી ?"

"હાલજ" ગુણવંતે તાર બતાવ્યો.

"શું પત્ર આજેજ આવ્યો ? !"

"પત્ર નહિ પણ તાર છે, ને આજેજ આવ્યોછે."

"ઘણીજ ખુશાલી. અમો છેલ્લા વખતમાં તમો સર્વ મિત્રોને સુખી નિહાળી આનંદિત થઇશું. પ્રભુ તમો સર્વેને દીર્ઘાયુષી કરે."

બીજે દિવસે તારા અને સુન્દર બન્નેએ ભગવાન-લાલનું મકાન વાળી ઝાડી સાફ કરી દીધું અને આજે મુંબાઇ માટેનો સર સામાન પેક કર્યો. ૧૯ મી તારીખના રોજ ગુણવંતલાલ અને ઇશ્વરદાસ મુંબઇ આવ્યા.

× + × ×

આજે તારીખ ૨૦ મીનું સવાર છે. ઇશ્વરદાસ અને ગુણવંતને હર્ષનો પાર નથી. તેઓ મોટા પ્રભાતે ઉઠી નિત્ય કાર્ય પરવારી સવાર થતાં એક ભાડાની વિક્ટોરીયા કરી બંદર ઉપર આવ્યા. વિલાયતનો મેલ આવનાર હોવા-થી અત્યારે બંદર ઉપર સેંકડો માણસોની ઠઠ જામી રહી છે. કોઇ વિલાયતથી આવનાર પોતાના સ્નેહિને લેવા આવેલા છે, તો કોઇક સ્ટીમરમાંથી કોણ કોણ ઉતરે છે તે

નિહાળવા આવેલા છે. હાથમાં કાગળ ઝાલી આમતેમ લ-ટાર મારતા પેપરોના રીપોર્ટરો નજરે પડે છે. અત્યારે દ-રિયાનો દેખાવ આનંદ દાયક અને મનહર લાગે છે. ગુણ-વંત અને ઇશ્વરદાસે સ્ટીમર આવવાની વાર હોવાથી એક ખાલી બાંકડા ઉપર જગા લીધી.

"ગુણવંત, આ બંદર ઉપર આજે આટલાં બધાં માણસો કેમ ભેગાં થયાં હશે ?"

"કાકા, લક્ષ્મીદાસ જે સ્ટીમરમાં આવે છે, તે સ્ટી-મર ઠેઠ વિલાયતથી આવે છે. વિલાયત અને હિંદ વેપારના યોગે ઘાડા સંબંધમાં જોડાયલું હોવાથી, તેમજ બેરીસ્ટરની તથા બીજા મોટા હોદ્દા મેળવવાની પરિક્ષા ત્યાં થતી હોવાથી, હિંદમાંથી સેંકડો લોકોની ત્યાં જા આવ થાય છે. તેથી આવનાર સ્ટીમરમાં પણ કેટલાક નોકરી મેળવવાની પરિક્ષા પસાર કરેલા હિંદી યુવાન, તથા બીજા કેટલાક જાણીતી યુરોપીયન પેઢીઓના એજન્ટો વિગેરે આવવા ઉપડયા છે. એવું મેં ગઇ કાલના મુંબાઇના રો-જીંદા પેપરોમાં વાંચ્યું છે અને તેથી કેટલાક લોક તેઓ-ને જોવા તથા કેટલાક તેઓને લેવા આવ્યા હશે."

"હવે સ્ટીમર આવવાને કેટલી વાર હશે ?"

"થોડીકજ ! હમણાંજ આવશે."

બન્ને જણ વાતો કરે છે એટલામાં સ્ટીમર આવી, અને સ્ટીમરનાં માણસો પણ એક પછી એક મછવા મા-રફતે બંદર ઉપર આવવા લાગ્યાં. જે માણસો જેને લેવા આવેલા તે તેને લઈ ચાલતા થયા. કેટલાકો પોતાનાં સ્ને-હિ માણસો દુર દેશાવરથી આવેલાં તેમને હર્ષિત થઇ ભેટી પડતા, ત્યારે કેટલાકો પોતાનાં માણસો નહિ આવવા થી નિરાશ બનેલા નજરે પડતા હતા. બંદર ઉપરના આ-

વા આનંદ દાયી દેખાવમાં આપણી વાર્તાની નાયિકા સુન્દરમતિના પુજ્ય સ્વામી લક્ષ્મીદાસ તથા ભગવાનલાલ અને તેની સ્ત્રી બંદર ઉપર આવી પહોંચ્યાં ઇશ્વરદાસને ગુણવંતલાલને લક્ષ્મીદાસ અને ભગવાનલાલ ભેટી પડયા. ભગવાનલાલની સ્ત્રીએ વૃદ્ધ ઇશ્વરદાસને છેટેથી નમન કર્યું. ઇશ્વરદાસે તેને આશીર્વાદ આપ્યો, સર્વ અરસ્પરસ મળ્યા, બધાની આંખમાં હર્ષાશ્રુ વ્હેવા લાગ્યાં. આ વખતનો તેમનો આનંદ અવર્ણનિય હતો. ભાડાની બે વિકટોરિયા કરી તે પાંચેજણ ભુલેશ્વર ઉપર તેમના એક સગાને ત્યાં આવ્યા, ને ગુણવંતે પોતાને ત્યાં તારથી ખબર આપી કે ભગવાનલાલ, તેમની સ્ત્રી અને લક્ષ્મીદાસ સહી સલામત મુંબાઈ આવી ચુકયા છે, કાલે બે વાગે સર્વ આવીશું. આ ખબર તારાએ સુન્દરને ત્વરાએ પહોંચાડી. શહેરમાં ઘણે ઠેકાણે આ હકીકત ફેલાઇ.

સર્વ જણાં તેમના સગાના આગ્રહથી એક દિવસ મુંબાઈ રહી બીજે દિવસે સવારે ટ્રેનમાં ઉપડી ગયાં. સ્ટેશન ઉપર સ્ટેશન પસાર કરતાં ગાડીઓ બદલતા તેઓ પોતાના વતન નજીક આવ્યા, ને શહેરનાં મોટાં મોટાં મકાનો દેખાવા લાગ્યાં. સ્ટેશન ઉપર ધનકુંવરબા, સુન્દર, તારા, દીનુભાઇ અને પ્રેમકોર વિગેરે ઘણાં મનુષ્યો લેવાં આવ્યાં હતાં. સ્ટેશન આવ્યું ને ટ્રેન થોભી. બધાં માણસો પોતા પોતાનો સામાન સંભારી ઉતરવા લાગ્યા; કેટલાક આગળ જવાને ત્યાંથી બેઠા. ટ્રેનમાંથી ઉતર્યા કે તુરત લક્ષ્મીદાસ અને ભગવાનલાલ ઉપર તેમના સગાવ્હાલા, સ્નેહિ મંડળ ને શહેરના આવેલા લોકોએ પુષ્પ વૃષ્ટિ કરી; સર્વના આનંદનો પાર રહ્યો નહિ. સુન્દરે સ્વામીને નમન કર્યું અને તેની આંખમાં હર્ષનાં આંસુ પડવા લાગ્યાં. સર્વે એકમેકને (પુરૂષો પુરૂષ વર્ગને ને સ્ત્રીઓ સ્ત્રી વર્ગને) મળી આનંદી

હૃદયે ઘર તરફ વિદાય થયાં. બધું મંડળ લક્ષ્મીદાસના ત્યાં આવ્યું. પારિસ સંબંધી હકીકતોની પૂછગાછ થવા લાગી એ પ્રમાણે લોકોની ભેટોમાં આખો દિવસ પસાર થઇ ગયો. એક પખવાડીયું આપ્તમંડળને મળવામાં તથા આશા એ-શમાં ગુજારી તે પછી લક્ષ્મીદાસ અને ભગવાનલાલે પ્રથમ કરેલા સંકેત પ્રમાણે મુંબાઇમાં નેટીવ જનરલ કમીશન એજન્સી એ નામથી એક આડતની દુકાન ઉઘાડી અને તે પછી અરસપરસના પ્રેમમાં—માતપિતાની સેવા ગુજારતાં લક્ષ્મીદાસ અને સુન્દરમતિ પોતાનો કાળ વ્યતિત કરવા લાગ્યાં.

× × × × ×

× × ×

ગ્રંથ વાંચી થાઓ સુખી બન્ધુ મારા;<br>
વિચાર ઉપજે અથાગ મન સારા——<br>
સાર સમજી લ્યો ગ્રંથે જે લખાયું;<br>
કરે ઇશ સુખી ઘણું આપે આયુ——<br>
કાપી દુઃખ આપે સુખ જગ રાયે;<br>
"સદ્દગુણી સુન્દર" ગ્રંથ પૂર્ણ થાયે-<br>
પ્રવાસ પ્રથમ ગ્રંથમાં છે મારો;<br>
દાસ રણછોડને વિભુજી ઉગારો-----



શ્રી.

# "સદ્‌ગુણી સુન્દર" બુકના અગાઉથી ગ્રાહક થયેલા વિદ્યાવિલાસી વીરનરોનાં નામ.

---

| નકલ | નામ. |
|---|---|
| | કડી. |
| ૧૫ | રા. રા. શેઠ માણેકલાલ નારણદાસ એજન્ટ ધી કડી સરસ્વતિ કોટન પ્રેસીંગ કું. લી. |
| ૧૦ | વડીલબંધુ લાલજીભાઇ ગોવરધનદાસ પરીખ |
| ૧૦ | ,, નાથાલાલ ત્રીભોવનદાસ પરીખ |
| ૧૦ | રા. રા. સોમાનાથ ત્રંબકલાલ કોઠારી |
| 10 | Mr. Usmanbhai Rasulbhai Seth. |
| ૬ | રા. રા. ગોવિંદલાલ ગીરધરલાલ શાહ |
| ૫ | ,, ગોવિંદલાલ ત્રંબકલાલ દેસાઇ |
| ૫ | બંધુ શ્રી નાથાલાલ ગોવરધનદાસ પરીખ |
| ૫ | રા. રા. ચીમનલાલ દલ્લુભાઇ કોઠારી |
| ૫ | ,, મણીઆર લલ્લુભાઇ પુંજીરામ |
| ૫ | ,, નાનાલાલ સામળદાસ ભાવસાર |
| ૩ | ,, કેસવલાલ દલ્લુભાઇ શાહ |
| ૩ | ,, સોમનાથ જેસીંગભાઇ શાહ ( એસ. જે શાહ એન્ડ કો વાળા ) |
| ૨ | ,, પરીખ ત્રંબકલાલ દલ્લુભાઇ કાપડવાલા |
| ૨ | ,, અંબાલાલ સાંકળચંદ શાહ દેહગામવાલા |
| ૨ | ,, મણીલાલ શીવલાલ શાહ |
| ૨ | ,, વ્યાસ લક્ષ્મીશંકર રેવાશંકર |

૨ „ પરીખ દલસુખ મગનલાલ ચોકસી
૨ „ મણીલાલ ભગવાનદાસ શેઠ
૨ „ ભોગીલાલ અમથાભાઇ શાહ
૨ „ નાથાલાલ ત્રીકમદાસ બારોટ
2 Mr. Kasamji Mahomedally.
૨ રા. રા. માણેકલાલ લલ્લુભાઇ શાહ
૨ „ કેસવલાલ દલસુખભાઇ શાહ
2 Mr. Narayanrao Umakant Sudhalkar.
૧ રા. રા. દેસાઇ અંબાલાલ છગનભાઇ
૧ „ ભલુભાઈ સદાશીવ જાની
૧ „ બલદેવભાઇ ગીરધરદાસ પરીખ
૧ „ રણછોડલાલ જગજીવન તલાટી મહેસાણાવાળા
૧ „ ભોગીલાલ કાલીદાસ શાહ
૧ મી. હકીમભાઇ રહેમાનભાઇ
૧ રા. રા. ચીમનલાલ અંબાલાલ શાહ
૧ „ માણેકલાલ લલ્લુભાઇ શાહ
૧ „ મોતીલાલ પુરસોતમદાસ તલાટી ઉમરેઠવાલા
૧ „ ખંભાર માધવલાલ કરસનદાસ
૧ „ ચુનીલાલ દલસુખભાઈ શાહ
૧ „ નર્મદાશંકર કાશીરામ ત્રિવેદી
૧ મી. ઉસમાનભાઇ મહોમદભાઈ
૧ રા. રા. હીરાલાલ લલ્લુભાઈ શાહ
૧ „ મણીલાલ મથુરદાસ શાહ
૧ „ ધહેલાભાઇ કેશવલાલ પરીખ
૧ „ જીવણલાલ લાલજીભાઇ વહોરા
1 Mr. C.

૧ રા. રા. જયશંકર મોહનલાલ ભટ્ટ
૧ „ ભગુભાઇ દામોદરદાસ શાહ
૧ „ મગનલાલ જોઇતાદાસ તલાટી પેટલાદવાલા
૧ „ મગનલાલ અમૃતલાલ કોઠારી.
૧ „ સોમનાથ લલ્લુભાઇ શાહ
૧ „ જેસીંગલાલ લાલજીભાઇ પરીખ
૧ „ કાલીદાસ કેસવલાલ શાહ
૧ „ હીરાલાલ મોહનલાલ તલાટી
૧ „ મોતીલાલ ભગવાનદાસ તલાટી
૧ „ ચીમનલાલ કેશવલાલ શાહ
૧ „ શંકરલાલ રામલાલ પટેલ
૧ „ દલસુખભાઇ દામોદર દેસાઇ
૧ „ વાડીલાલ ત્રીભોવનદાસ શાહ
૧ „ વાડીલાલ છગનલાલ તલાટી
૧ „ લાલશંકર જેઠારામ ભટ્ટ
૫ „ ચીમનલાલ છોટાલાલ પરીખ
૧ „ ગીરધરલાલ મગનલાલ કારકુન
૧ „ હાથીભાઇ જીવાભાઇ પટેલ તલાટી
૧ „ બાઇલાલ ગીરધર શાહ
૧ „ ખંભાર માધવલાલ કરસનલાલ
૧ „ કેસવલાલ જમનાદાસ તલાટી
૧ „ કેસવલાલ હરીલાલ શાહ
૧ „ મણીલાલ ગોરધન કારકુન
૧ „ પીતાંબર ભગવાનદાસ મુખી કુંડાલ તા. કડી
૩ „ નગીનદાસ સતચંદ શાહ ડરણ તા. કડી
૧ „ મોહનલાલ વીહાભાઇ પટેલ બોરીસણા તા. કડી

## અમદાવાદ.

૧૦ રા. રા. શેઠ ચીનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ.
૧ „ ડાકટર ચીમનલાલ મોતીલાલ
૧ „ સોમાભાઈ મગનલાલ શાહ

## પાટણ.

૧ રા. રા. વામનરાય ગીરધરરાય મજમુનદાર
૧ „ દાજીભાઈ રંગનાથ કારકુન
૧ „ આનંદરાવ સદાશીવ „
૧ „ હરિલાલ ચુનીલાલ બારોટ
૧ „ ચતુરભાઇ મરઘાભાઇ કારકુન
૧ „ મણીલાલ ત્રીકમલાલ „
૧ „ અમૃતલાલ કેશવલાલ „
૧ „ પ્રેમચંદ ઉજમચંદ „
૧ „ હીરાલાલ સીવલાલ કડીવાલા
૧ „ ગંગાધર ધહેલારામ
૧ „ છોટાલાલ કાળીદાસ દહેગામવાળા
૧ „ મહાદેવ શ્રીધર
૧ „ દેશાઇ છોટાલાલ અમથાભાઇ કડીવાલા
૧ „ મોરો પંથ રામચંદ્ર
૧ „ છોટાલાલ લલ્લુભાઇ નગદી કડીવાલા
૫ „ હરિલાલ છોટાલાલ શાહ કડીવાલા
૨ „ ચુનીલાલ જેસીંગભાઇ કલોલવાલા
૨ „ સખારામ રાવજી કડીવાલા
૧ „ બાપુરાવ વીઠલ
૧ „ નાહનાલાલ ગોપાલદાસ પરીખ
૧ „ ઉત્તેરામ દેવરામ

૧ ,, માણેકલાલ ઇશ્વરભાઇ શાહ કડીવાલા
૧ ,, ચુનીલાલ લજ્જારામ
૧ ,, અંબાલાલ ગોકલદાસ પરીખ
૧ ,, નારાયણરાવ યસવંતરામ
૧ ,, મણીલાલ જયચંદ
૧ ,, સામરાવ ગોવિંદ
૧ ,, નાગરદાસ ઉત્તમચંદ
૧ ,, રણછોડલાલ લક્ષ્મીરામ
૧ ,, નર્મદાશંકર પ્રાણશંકર
૧ ,, મણીલાલ ગણપતરામ
૧ ,, જમનાલાલ મનસુખરામ
૧ ,, જયશંકર અંબારામ હારીજ
૧ ,, કૃષ્ણલાલ હુકમરામ
૧ ,, આણંદરાય કેશવલાલ
૧ ,, લાલશંકર ઉમિયાશંકર
૧ ,, છબીલદાસ મુલચંદ
૧ ,, લક્ષ્મણરાવ નાનાજી
૧ ,, દેસાઇ મગનલાલ છોટાલાલ મહેમદાવાદવાલા
૧ ,, સીવલાલ ગોવરધનદાસ
૧ ,, પ્રેમશંકર ગંગારામ
૧ ,, રામરાવ બાબાજી
૧ ,, ત્રીકમલાલ દલસુખભાઈ
૧ ,, અમીન ચતુરભાઇ રાધાભાઇ કડીવાલા
૧ ,, ગોપાલ લક્ષ્મીરામ
૧ ,, ઠક્કર ચુનીલાલ છગન મહેસાણાવાલા
૧ ,, જીવણલાલ અમૃતલાલ

૨ „ બાઈલાલ ત્રીભોવનદાસ
૧ „ દેવચંદ જેચંદ સાંડેસરા
૧ „ પોપટલાલ હેમચંદ નગરશેઠ
૧ „ કાનજી મયારામ શાહ
૧ „ વસરામજી બાદરજી ઠાકર
૧ „ હરગોવન મુલજી દવે
૧ „ મોઢભાઇ કુંવરજી બારોટ
૧ „ બાપુલાલ પ્રહેલાદજી પરીખ
૧ „ જમનાદાસ લજ્જારામ પરીખ
૧ „ ભાઇચંદ બેચર કંદોઈ
૧ „ પનાલાલ માણેકલાલ પરીખ
૧ „ કૃષ્ણલાલ વાહલ સોની
૧ „ કાલીદાસ દલછારામ માલી
૧ „ જગજીવન પ્રાણજીવન દવે

## મહેસાણા.

૧ રા. રા. બીહારીલાલ હીરાલાલ મજમુનદાર કડીવાલા

## સીહોર (ભાવનગર.)

૧ મી. આતમારામ નારણજી મહેતા.

## મુંબાઇ શહેર.

રા. રા. ગુલાબરાય શંભુશંકર વૈદ્ય
૧ „ કીસ્નાનાથ બળવંત (નારણ વિશ્રામ કું)
૧ „ લાલા ઠાકોર પ્રસાદ કાલકા પ્રસાદ
૧ „ સોમનાથ અંબાલાલ
૧ „ રામકીશન સેવારામ
૧ „ કેશવલાલ ઉમિયાશંકર શુકલ કડીવાલા
૧ „ શીતારામ બાલકૃષ્ણ ગુજજર

૧ „ મણીલાલ મગનલાલ શુકલ કડીવાલા
૧ „ રામજીદાસ પ્રભુદયાલ
૧ „ શેઠ. માણેકલાલ નારણદાસ
૧ „ મગનલાલ નરોતમદાસ મારફતીઆ
૧ „ મેશર્સ નારાયણ વિશ્રામ કંપની

## કરાંચી બંદર.

1 Mr. Maneklal Ch. Kadivala.

## દાદર ( મુંબાઇ )

૧ રા. રા. વૃજલાલ ભગવાનદાસ ગાંધી
૧ „ લક્ષ્મીદાસ પુરશોતમદાસ સંઘવી
૧ „ સવાઇલાલ જમનાદાસ મહેતા

## હાથરશ

૧ રા. રા, બાળકીસન દ્વારકાદાસ (નારાયણ વિશ્રામ કં.)
૧ પ્રિયબંધુ મોહનલાલ ઉમિયાશંકર કડીવાલા
૧ રા. રા. વનમાલીદાસ ( નારણ વિશ્રામ કં. )

## ડરણ તા. કડી

૧ રા. રા. ભવાનીશંકર નથુરામ મહેતા
૧ „ છગનલાલ શીવરામ મહેતાં

## વડોદરા

૧ રા. રા. મોહનલાલ મોતીલાલ શેઠ કડીવાલા
૧ „ હીરાલાલ ગીરધરભાઇ શાહ

## મોકાસણ તા. કડી.

૧ રા. રા. ગોપાલદાસ નાગરદાસ પટેલ

## વિજાપુર.

૨૫ રા. રા. ત્રીકમલાલ લલ્લુભાઇ વકીલ
૧૦ „ ચુનીલાલ હીરાલાલ વહોરા કડીવાલા

## પેટલાદ.

૧ પ્રિયબંધુ ચુનીલાલ રણછોડદાસ શાહ
૧ રા. રા. હિંમતલાલ રણછોડદાસ શાહ
૧ ,, કાળીદાસ નારણદાસ શાહ
૧ ,, છગનલાલ જોઇતાદાસ શાહ
૧ ,, મોહનલાલ છગનલાલ શાહ
૧ ,, કેશવલાલ રણછોડદાસ શાહ
૧ ,, ગોવરધનદાસ મોતીલાલ શાહ
૧ ,, મુળજીભાઈ દામોદરદાસ શાહ
૧ ,, મોતીલાલ ગોવિંદલાલ ખાનપરવાલા
૧ ,, કાળીદાસ પુરશોતમદાસ વઇદવાલા
૧ ,, ચુનીલાલ મગનલાલ શાહ
૧ ,, મણીલાલ દામોદરદાસ શાહ
૧ રા. રા. પુરશોતમ પીતાંબરદાશ શાહ
૧ ,, પુરશોતમદાસ બાપુલાલ શાહ
૧ ,, શેવકલાલ ગીરધરદાસ શાહ
૧ ,, જીવણલાલ ચુનીલાલ શાહ
૧ ,, મોતીલાલ છગનલાલ પંડયા
૧ ,, રમણીકલાલ રાવજીભાઇ દેશાઈ
૧ ,, મલેક હુસેનમિયાં ઇલમોદીન પોષ્ટવાળા
૧ ,, ચુનીલાલ મગનલાલ પંડયા

## ધંધુકા.

૧ રા. રા. જમનાશંકર હરીશંકર પાઠક.

## લોદરા.

૧ રા. રા. ભોગીલાલ દેવશંકર તલાટી.

## ગોઝારિયા તા. વિજાપુર.

૧ રા. રા. રામલાલ કેશવલાલ અમીન.

૧ „ મોહનલાલ અમથાદાસ પટેલ.
૧ „ મોતીલાલ કેશવલાલ અમીન.

## સંખેડા—બહાદુરપુર.

૧ રા. રા. દેસાઇ—મોતીલાલ પુરસોતમભાઇ.
૧ „ ઓચ્છવલાલ ભીખાભાઇ મજમુનદાર.
૨ „ ચુનીલાલ રણછોડ ભટ્ટ.
૧ „ જોસી ધનેશ્વર કરૂણાશંકર—હારમોનિયમ શિક્ષક.
૧ „ લલ્લુભાઈ ત્રીભોવનદાસ દેસાઇ.
૧ „ જેઠાલાલ ગોવરધનભાઈ શાહ.
૧ „ લાભશંકર નાથાભાઇ ભટ્ટ.
૧ „ ચુનીલાલ છોટાલાલ મોદી.
૧ „ મગનલાલ પુરસોતમભાઇ દેસાઇ.

## કરાંચી.

૫ રા. રા. ચુનીલાલ લલ્લુભાઈ કડીવાળા
૧ „ ચુનીલાલ ગીરધરલાલ કડીવાળા.
૧ „ મોહનલાલ શંભુલાલ શાહ.
૧ „ ગપ્લશા લેહેરાભાઈ શાહ.
૧ „ લલ્લુભાઇ ગુલાબચંદ શાહ.
૧ „ હરગોવન ચીકાભાઈ
૧ „ નંદલાલ મોહનલાલ સોની.
૧ „ લલ્લુભાઇ ત્રીકમદાસ સોની.

**ટીપ.**—કેટલાક ગ્રાહકોનાં નામ પાછળથી આવ્યાથી બુકમાં દાખલ થઇ શકયાં નથી તો દરગુજર કરશો.

**ર-કે-પરીખ.**

